

# બરછટ અને બટકણા

અમો દરેક જાતનાં ઓઇલો બનાવીએ છીએ, છતાં ય સંખ્યાબંધ કંપનીઓનાં હેર ઓઇલ મંગાવી અનુભવ કર્યો; પણ મારી નાની ઉમરમાંથી જ ખરી પડતા વાળને ફાયદો થયો જ નહિ. તે તો બરછટ, બટકણા અને સફેદ થવા લાગ્યા. પરંતુ એક દિવસ અમારી ઓફીસોમાં આવતા કેટલાંક પેપરોમા રામતીર્થ યોગાશ્રમ, દાદર (સી. આર. પી), મુંબઇ–૧૪ના રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશીયલ નં. ૧) રજીસ્ટર્ડ, મેડીકેટેડ માટેના લોકોના અભિપ્રાય મારા વાંચવામાં આવ્યા અને તેથી તેનો અનુભવ કરવા મારૂં મન લલચાયું.

મેં એક મોટી બાટલી ખરીદી. તેનાથી મગજને ઠંડક મળી વાળ ખરતા અટકી ગયા. વાળ સુંવાળા અને કાળા થયા, આ ચમત્કાર જોઇ મને આનંદ થયો અને રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશીયલ નં. ૧) ઉપર સંપૂર્ણ વિશ્વાસ આવી ગયો.

અમે ખુદ હેર ઓઇલ બનાવનાર હોવા છતાં બીજાની પ્રશંસા કરીએ છીએ. તેના ગુણોની પ્રશંસા ખરેખર સત્ય છે. રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશીયલ નં. ૧) સામે કોઇ પણ તેલ ટકી શકે તેમ નથી.

વેપારી બંધુઓને ભલામણ છે કે તેઓ રામતીર્થ બ્રાહ્મી તેલ (સ્પેશીયલ નં. ૧) વાપરે, વેચે તથા બીજાને વાપરવા આગ્રહ કરે. કોઇ વખતે મુંબઇ તરફ જઇશ ત્યારે તેમના કારખાનાની મુલાકાત લેવાની મારી ઘણી જ ઇચ્છા છે.

આવું ફાયદાકારક બ્રાહ્મી તેલ આટલી જુજ કિંમતે પ્રજાને પુરૂં પાડવા બદલ યોગાશ્રમના સંચાલકને ધન્યવાદ ઘટે છે.

(સહી) કાન્તીલાલ આશાભાઇ અમીન
આશાભાઇ એન્ડ સન્સના પ્રોપ્રાયટર તથા
વસુંધા સુગંધી સ્ટોરના ભાગીદાર.
Coty : (25) ભીલવાડા (રાજસ્થાન)

# શત્રુંજય તીર્થદર્શન

: પ્રયોજક :

ફુલચંદ હરિચંદ દોશી
'મહુવાકર'

નિયામક : શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળ
પાલીતાણા



| વીર સંવત | વિક્રમ સંવત | ઈ. સ |
| --- | --- | --- |
| ૨૪૭૭ | ૨૦૦૭ | ૧૯૫૧ |
| આવૃત્તિ પાંચમી | સર્વહક્ક સ્વાધીન | ૨૦૦૦ નકલ |

: પ્રકાશક :

ચંદ્રકાન્ત ફુલચંદ દોશી
પાલીતાણા

મૂલ્ય ૧-૧૨-૦

પ્રીતમ પ્રીન્ટરી-ભાવનગર.

"આપણાં તીર્થધામોમાં ઉપાસકોએ કુદરતની આકર્ષતામાં કલાની મનોહરતા ઉમેરી છે; પણ તીર્થનું તીર્થત્વ–પુણ્યત્વ મુનિવાસમાં–આત્મજ્ઞાનીનો વાસમાં અને તે યાત્રાળુને આ આકર્ષતા અને મનોહરતામાં આત્મજ્ઞાનીનો માનસિક સહવાસ આપે છે. તેમાં તેની વિશેષતા છે, તેમાં તેની કૃતાર્થતા છે.

ભારતીય સંસ્કૃતિનાં તીર્થો આ પ્રેરણાથી ઉદ્‌ભવ્યા છે અને સ્થાન પામ્યાં છે.

શત્રુંજય જૈનોનું ગરવું તીર્થ છે. પંચમહાતીર્થમાંનું એક અને સૌથી પ્રાચીન નહિ તો પણ વધારેમાં વધારે લોકપ્રિય. આ પંચમ કાળમાં પણ એ તીર્થ યાત્રાળુને એક જુદી અને આહ્‌લાદક દુનિયામાં મૂકી દે છે. શિખર ઉપરનાં મંદિરો અને મૂર્તિઓનાં વનમાં મનોહર ગુલાબ અને મોગરાની ભરચક સુવાસમાં ભમતાં ઇંદ્રિયો અંજાઇ જાય છે. જાણે કોઈ નવા લોકમાં આવી ગયાં હોઇએ એવો ચમત્કાર કરે છે. આજે પણ શત્રુંજય જૈનોનું ચમત્કારી તીર્થ છે.

(આમુખમાંથી) રસિકલાલ છોટાભાઈ પરીખ

## અદ્‌ભુત કળાસર્જન



સ્થાપત્ય કળાના વિષયમાં જૈનોની બરાબરી કોઇ ભારતીય ધર્મ કરી શકે નહિ. બૌદ્ધોની અજંતાની ચિત્રકળા જેમ અપૂર્વ છે તેમ જૈનોની સ્થાપત્ય કળા અદ્વિતીય છે.

ફ્રેંચ કલાકાર જ્યુટિનો કહે છે કે 'સ્થાપત્ય કળાના પ્રદેશમા જૈનોએ એવી પૂર્ણતા સાધી છે કે બીજો કોઇ તેની સરખામણીમાં ઊભો રહી શકે નહિ. અન્ય ધર્મીઓના વિશાલ અને સુંદર મંદિરો છે ખરાં, પણ જૈનોએ મંદિરોના નગરોની પ્રતિષ્ઠા કરીને તો હદ કરી છે, તે તો એક અદ્‌ભુત કળાસર્જન છે.

# તીર્થાધિરાજ શત્રુંજય

## કોટિ કોટિ વંદન

ગરવા ગિરિવર ! તારી શીતળ છાયડીમાં કરોડો આત્માઓને ચિરંતન શાંતિ મળે છે.

તારાં મઘમઘતા પવિત્ર વાતાવરણ અને પવિત્ર રજકણો કેવાં મુગ્ધ કરે છે !

ગિરિરાજ ! તું જગતના માનવીઓને દૂર–સુદૂર પ્રદેશોમાંથી આકર્ષી રહ્યા છે. દેવો ને દેવાંગનાઓ તારા દર્શન માટે તલસે છે.

ગિરિવિહાર ! તું સૌ જીવાત્માને પવિત્રતા, શુદ્ધતા, શાંતિ ને આત્મપ્રકાશનાં દર્શન કરાવી જીવનનું દર્શન કરાવે છે.

તીર્થાધિરાજ ! તું ભવ્યતા. મહત્તા, સંયમ, તપશ્ચર્યા ને આત્મદર્શનના સંદેશ આપી રહ્યા છે.

તારાં ભવ્ય મનોહર ગિરિશિખરો, ગિરિકંદરાઓ. અનુપમ મૂર્તિઓ સૌને તેજસ્વી, પ્રદીપ્ત અને સુશીલ બનાવે છે.

તારે કાંકરે કાંકરે, પગલે પગલે, વિસામે વિસામે, કુંડે કુંડે, મંદિરે મંદિરે, મૂર્તિએ મૂર્તિએ, ટૂંકે ટૂંકે તપશ્ચર્યા, તેજસ્વિતા, આત્મસમર્પણ, આત્મજ્યોતિ, ને આત્મશાંતિના કિરણો પ્રકાશે છે.

આધ્યાત્મિકતાના ભંડાર ગિરિરાજ ! તારે ચરણે તન, મન, ધન, સોનું, ચાંદી, હીરા, મોતી, માણેક અને રત્નો સમર્પણ થયા છે.

પુત્ર, પુત્રી, માતા, પિતા, પતિ–પત્ની, કુટુંબીજનો, આત્મજનો કરતાં ગિરિરાજની ભક્તિ મહામૂલી છે.

ધન્ય એ ભક્તિ, ધન્ય એ શ્રદ્ધા, ધન્ય એ ભાવના, ધન્ય એ ધર્મપ્રેમ, ધન્ય એ સમર્પણ.

કોટિ કોટિ વંદન.

" મહુવાકર "

# અનુક્રમ



## ચિત્ર સૂચિ

પુણ્યપ્રભાવક ધર્મનિષ્ઠ ઉદારદિલ શ્રેષ્ઠિવર્ય

# શ્રીમાન્ જેશીંગભાઈ ઉગરચંદની

## જીવનરેખા.

ગુજરાતના મુખ્ય પાટનગર જૈનપુરી અમદાવાદનિવાસી શ્રીમાન શેઠશ્રી જેશીંગભાઇ પુણ્યપ્રભાવક, ધર્મનિષ્ઠ, પરમ શ્રદ્ધાળુ, ઉદાર તથા શિક્ષણપ્રેમી છે. તેમના પૂજ્ય પિતાશ્રી શેઠ શ્રી. ઉગરચંદ ત્રિભુવનદાસ સરળ, ભદ્રિક, ધર્મપ્રેમી તથા તપસ્વી હતા. પ્રબળ પુણ્યોદયે ઉચ્ચ સંસ્કાર તથા પૂજ્ય પિતાશ્રીનો ધર્મનિષ્ઠાનો વારસો મેળવી શેઠ જેશીંગભાઇએ પોતાની લક્ષ્મીનો ધર્મ અને સમાજકલ્યાણના કાર્યોમાં સદ્દઉપયોગ કર્યો છે. તેઓશ્રીના બહેન શ્રી જાસુદ બહેને સંસારનો ત્યાગ કરી ભાગવતી દીક્ષા અંગીકાર કરી છે. તેમનું નામ સાધ્વી શ્રી વલ્લભશ્રીજી છે. તેઓ પવિત્ર ત્યાગમય સંયમ જીવનથી મહીતલને પવિત્ર કરી રહ્યાં છે.

## પુણ્ય કાર્યો.

૧ પરમ કલ્યાણક નવપદ તપમય શ્રી. સિદ્ધચક્રજીની ઓળીની સંપૂર્ણ આરાધના કરી છે.

સં. ૧૯૯૭ માં શ્રી ભોંયણીજી તીર્થમાં શ્રી સિદ્ધચક્રારાધક સમાજના સંમેલન પ્રસંગે શાસનસમ્રાટ્ પરમ પૂજ્ય આચાર્ય દેવ શ્રીમદ્ **વિજયનેમીસૂરીશ્વર** મહારાજના પટ્ટાલંકાર, વ્યાકરણવાચસ્પતિ આચાર્યપ્રવરશ્રી **વિજયલાવણ્યસૂરીશ્વરજી** મહારાજના

વરદ હસ્તે ચૈત્ર પૂર્ણીમાના મંગળદિવસે ચતુર્થવ્રત (બ્રહ્મચર્યવ્રત) ઉચ્ચરી મનુષ્ય જન્મનું પરમ સાર્થક કર્યું છે.

૩. શ્રી જ્ઞાનપંચમી તપની પૂર્ણ આરાધના કરી વિ. સં. ૧૯૭૬ મા જ્ઞાનની આરાધના નિમિત્તે પાંચ છોડનું ઉજમણું કરી જ્ઞાનપચની તપના ઉદ્યાપનનો લાભ લીધો હતો.

૪ શ્રી કદમ્બગિરિ તીર્થમાં નીચેના શ્રી મહાવીરસ્વામીના મુખ્ય મંદિર ફરતી બાવન દેરીમાથી એક દેરી લઇને તેમા પરમાત્માની પ્રતિષ્ઠા કરાવી હતી.

૫ પ્રાગ્વાટ્વંશવિભૂષણ શ્રમણોપાસક શ્રેષ્ઠીવર્ય સંઘવીશ્રી માણેકલાલ મનસુખભાઇના સંઘમાં શ્રી સિદ્ધક્ષેત્રમા નવકારશી જમાડી સ્વામીવાત્સલ્ય કર્યું હતું.

૬ વિ. સ. ૨૦૦૦ ની સાલમા શ્રી સિદ્ધક્ષેત્રમાં બાબુના દેરાસરની ભમતિમાં એક દેરીની પ્રતિષ્ઠા કરી સારી રકમનો સદ્‌વ્યય કર્યો હતો.

૭ વિ. સં. ૨૦૦૧ ના પોષ વદી ૩ ના રોજ પોતાના ધર્મપત્ની શ્રીમતી મંગુબ્હેન અવસાન પામતાં તેમની તથા તેમના પૂજ્ય પિતાશ્રીની એકજ સ્વર્ગવાસ તિથિ હોવાથી આ બન્ને આત્માના કલ્યાણ અર્થે ભવ્ય અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવ્યો હતો, શાંતિસ્નાત્ર ભણાવ્યુ હતુ અને તેઓશ્રીના તરફથી દબદબાભર્યો રથયાત્રાનો ભવ્ય વરઘોડો ચડાવવામા આવ્યો હતો.

પુણ્ય પ્રભાવક ધર્મનિષ્ઠ



શેઠશ્રી જેશીંગભાઈ ઉગરચંદ : અમદાવાદ

બી. પી. પ્રેસ—પાલીતાણા

૮ શ્રી બત્રીસી જૈન એજ્યુકેશન સોસાયટી લી. મા તેઓશ્રીએ સારી એવી રકમ આપી જૈન વિદ્યાર્થી ભવન શરૂ કરાવ્યું છે.

૯ શ્રી ચંદુલાલ જેશીંગભાઇએ એજ્યુકેશન ટ્રસ્ટ ફંડ શરૂ કરેલ છે. તેમાં તેઓશ્રીનો મોટો ફાળો છે. આ ટ્રસ્ટમાંથી વિદ્યાર્થીઓને સ્કોલરશીપ અપાય છે.

૧૦ શ્રી જૈન ગ્રંથપ્રકાશક સભાના સાહિત્ય પ્રકાશન માટે તેઓશ્રી ઉદાર મદદ કરી રહ્યા છે.

૧૧ સં. ૨૦૦૫ માં શ્રી સિદ્ધક્ષેત્ર પાલીતાણામા તેઓશ્રીએ ચાતુર્માસ કર્યું હતું તેમજ પવિત્ર ઉપધાન તપ વહન કરી પ્રથમ માળ પહેરવાનો લાભ લીધો હતો તેમના પુત્રવધુ અ. સૌ. શ્રી. કાન્તા બહેન રમણલાલે પણ તેમની સાથે ઉપધાન વહન કર્યાં હતા.

૧૨ સં. ૨૦૦૮ મા શ્રી સિદ્ધક્ષેત્રમાં પરમ પાવનકારી નવાણું યાત્રા વિધિ સહિત કરી પોતાના આત્માનું કલ્યાણ કર્યું છે. આ પ્રસંગે તેમના ત્રણ પુત્રવધુ અ. સૌ. શ્રી. ગજીબહેન શાંતિલાલ, અ. સૌ. શ્રી. કાન્તાબહેન રમણલાલ તથા અ. સૌ. શ્રી હીરાબહેન જયંતીલાલે પણ નવાણુ યાત્રા કરી જીવન સાર્થક કર્યું છે. આ પ્રસંગે તેઓશ્રીના વિશાળ કુટુંબના બધા કુટુંબીજનો, બાળકો, બહેનોએ સિદ્ધાચળની યાત્રાઓનો લાભ લીધો છે.

શેઠ શ્રી. **જેશીંગભાઈ** જ્ઞાન, દર્શન અને તપ (ચરિત્ર) એ ત્રણે કલ્યાણકારી ત્રિરત્નોની આરાધના કરી સુકૃતની લક્ષ્મીનો સદ્‌-ઉપયોગ કરી આત્મકલ્યાણ સાધી મનુષ્યજીવનનું સાર્થક કરી રહ્યા છે.

તેઓશ્રીની નાની મોટી સખાવતો પ્રત્યક્ષ તેમજ ગુપ્ત પણ ઘણી છે. તેઓશ્રીની ૬૮ વર્ષની ઉંમર હોવા છતાં તેઓ ધર્માનુષ્ઠાન કદી ચૂકતા નથી. તેઓશ્રીના સુપુત્રો શ્રી. ચંદુલાલભાઈ, શ્રી. શાંતિલાલભાઈ, શ્રી. રમણલાલભાઈ, શ્રી. બાબુલાલભાઈ, શ્રી. જયંતીલાલભાઈ, શ્રી. લાલભાઈ તથા શ્રી. સાગભાઈ તથા સુપુત્રી બહેન શ્રી. કલાવતી ઉચ્ચ સંસ્કારી. વિચારશીલ. સમાજકલ્યાણવાંચ્છુ તથા ધર્મપ્રેમી છે.

## —: ધન્ય તપશ્ચર્યા :—

આનંદ અને ગૌરવ લેવા જેવી વાત તો એ છે કે શ્રીમાન શેઠ જેશીંગભાઈના સમૃદ્ધિશાળી વિશાળ કુટુંબમાં ઉગ્ર તપશ્ચર્યાની જ્વલવંત ભાવના મૂર્તિમંત થાય છે. સં. ૨૦૦૭–૨૦૦૮ માં તેઓશ્રીના બડભાગી કુટુંબના ઉજ્વળ ગૃહસંસારની કુળદીપિકા અને ગૃહલક્ષ્મી સમી અખંડ સૌભાગ્યવંતી પાંચ પુત્રવધુઓ અ. સૌ. શ્રી. હીરાબહેન ચંદુલાલ, અ. સૌ. ગજીબહેન શાંતિલાલ, અ. સૌ. શ્રી. કાન્તાબહેન રમણલાલ, અ. સૌ. શ્રી. લીલાબહેન બાબુલાલ, અને અ. સૌ. શ્રી. હીરાબહેન જયંતીલાલ અક્ષય સુખ અને આત્મકલ્યાણ અર્પનાર પરમ પવિત્ર વરસીતપ કરી જૈન ધર્મ, જૈનકુળ અને જૈનશાસનને ઉજ્વળ કરેલ છે. તેઓએ પર્યુષણપર્વમાં અઠ્ઠાઇની તપશ્ચર્યા પણ કરી હતી.

ધન્ય સમૃદ્ધિ, ધન્ય એ તપશ્ચર્યા.

ધન્ય એ કુળદીપિકાઓ, ધન્ય એ અક્ષય તૃતીયા.

## અક્ષય સુખદાતા વરસીતપ કરનાર કુળદીપિકાઓ



અ. સૌ. શ્રીમતી હીરાબહેન ચંદુલાલ





અ. સૌ. શ્રીમતી લીલાબહેન બાબુલાલ

બી. પી. પ્રેસ—પાલીતાણા



# ધન્ય—અક્ષય તૃતિયા !

બા ! હેમકુંવર ફૈબા અને હરિચંદ ફુઆ કેમ એક દિવસ ઉપવાસ અને એક દિવસ બેસણું કરે છે ?

મનોરમા ! બન્ને વરસીતપ કરે છે.

બા ! વરસીતપ એટલે શું ?

મનોરમા ! એ એક જાતનું તપ છે. વરસ દિવસ સુધી એ પ્રમાણે ઉપવાસ અને બેસણાં કરવાનાં અને વરસીતપ પૂરું થાય ત્યારે વરસીતપનું પારણું કરવાનું.

પણ બા ! આપણી જેમ તેમને છૂટે મોઢે ખવાય જ નહિ ?

ના બેટા ! જ્યારથી વરસીતપની શરૂઆત કરવામાં આવે

ત્યારથી એક વરસ સુધી તો છૂટે મોઢે ખવાય નહિ એટલું જ નહિ, પણ તે વિધિપૂર્વક કરવાનું હોય છે.

બા ! એ વરસીતપ ક્યારથી લેવાય અને તેમાં કેવી રીતે તપશ્ચર્યા કરવી જોઇએ ?

મનોરમા ! વરસીતપનો પ્રારંભ ફાગણ વદ આઠમના દિવસથી કરવો જોઇએ. પહેલો ઉપવાસ કરી પછી એકાંતરે ઉપવાસ અને બેઆસણું કરવાનું હોય.

પણ તે કેટલો વખત કરવું જોઇએ ?

મનોરમા ! આ વરસીતપ તેર મહિના અને અગિયાર દિવસ સુધી કરવાનું હોય છે. પછી અખાત્રીજને દિવસે શેરડીના રસનું પારણું કરી તે તપની પૂર્ણાહુતિ કરવામાં આવે છે.

પણ હેં બા ! ફાગણ વદ આઠમે શરૂ કરવાનું શું કારણ ?

પુત્રી ! વર્તમાન ચોવીશીના આપણા પ્રથમ તીર્થંકર ઋષભદેવ ભગવાને ફાગણ વદી ૮ ના દિવસે દીક્ષા ગ્રહણ કરી હતી અને ભગવાને દીક્ષા લીધા પછી ૩૬૦ દિવસ લાગલાગટ એક વર્ષ ઉપવાસ કર્યા હતા, પછી નિર્દોષ ઇક્ષુરસનું પારણું કર્યું હતું.

પણ બા ! અક્ષયતૃતીયાને દિવસે જ વરસીતપનું પારણું કેમ કરવામાં આવે છે ?

બેટા ! ભગવાન ઋષભદેવે આ અક્ષયતૃતીયાને દિવસે જ પારણું કર્યું હતુ તેથી તે દિવસે બધાં તપસ્વી ભાઈ–બહેનો વરસીતપનું પારણું કરે છે.

પણ શેરડીના રસથી પારણું કેમ કરતાં હશે ? આપણે



અ. સૌ. શ્રી કાન્તાબ્હેન રમણલાલ    અ. સૌ. શ્રી ગજીબ્હેન શાંતિલાલ    અ. સૌ. શ્રી હીરાબ્હેન જયંતિલાલ

બી. પી. પ્રેસ—પાલીતાણા

તો મગનું પાણી અને સૂંઠ–પીપરીમૂળ તથા રાબડીથી પારણું કરીએ છીએ ને ?

મનોરમા ! ભગવાન ઋષભદેવજીને શ્રેયાંસકુમારે શેરડીના રસથી પારણું કરાવ્યું હતું તેથી બધાં તપસ્વીઓ શેરડીના રસથી પારણાં કરે છે.

પણ, ઘડા પીવાનો રિવાજ શાથી થયો હશે ?

મનોરમા ! ભગવાન ઋષભદેવ ભગવાનને પણ શ્રેયાંસકુમારે જે ઇક્ષુરસ વહોરાવ્યો તે રૂપાના ઘડામાં લઇને વહોરાવેલો તેથી હવે ચાંદીના નાના ઘડાથી ઇક્ષુરસ પાવાનો રિવાજ છે.

હેં બા ! આ વરસીતપ બધાંયે કરી શકે ?

હા ! વરસીતપ પૂજ્ય મુનિમહારાજો પણ કરી શકે, પૂજ્ય સાધ્વીજી મહારાજો પણ કરી શકે, બહેનો અને ભાઇઓ, બાળાઓ અને કુમારો બધાં કરી શકે. તપશ્ચર્યા કરવાનો બધાંને અધિકાર છે, ભાવના જોઇએ.

પણ બા ! આ તપશ્ચર્યા ઉપવાસ અને બેસણાંથી જ થતી હશે ?

ના, એમ નથી. વરસીતપ ત્રણ રીતે થઇ શકે. ફાગણ વદ ૮ થી શરૂઆત કરી પ્રથમ છઠ્ઠ કરી એકાંતરે પારણાને દિવસે બેસણું કરાય છે. તેમાં વળી ચૌદશના દિવસે તથા તપ કરતાં વચમાં અક્ષયતૃતીયા આવે તો તે દિવસે ઉપવાસ કરવો જોઇએ. ખાવાના બે દિવસ ભેગા ન આવવા જોઇએ. છેવટે ચૈત્ર વદ ૧૩ પછી વૈશાખ શુદ ત્રીજ સુધી એક પણ દિવસ ખાવાનો હોવો ન જોઇએ. ઓછામાં ઓછું છઠ્ઠે પારણું તો કરવું જ જોઇએ.

બીજી રીત એ છે કે ભગવાન ઋષભદેવે ઉપવાસ કરેલા તેથી ફાગણ વદ આઠમના દિવસે વ્રત આદરી એકંદરે ૪૦૦ ઉપવાસ કરી વૈશાખ શુદ ત્રીજના દિવસે પારણું કરવું.

ત્રીજી રીત શ્રી ઋષભદેવના શાસનમાં ઉત્કૃષ્ટ તપ ૩૬૦ ઉપવાસનું છે. આથી પારણાને દિવસે 'એકાસણું' કરવાપૂર્વક ૩૬૦ ઉપવાસ કરાય છે. આમાંની ગમે તે રીતે વરસીતપ કરી પારણું કરાય છે.

પણ આ તપ તો કોઈ ભાગ્યેજ કરતું હશે ! આવું મોટું તપ અને તે પણ વરસ દિવસ માટે કોણ કરી શકે ?

બેટા ! આ તપશ્ચર્યા તો જગતૃવત્સલ, જગતગુરૂ, જગતના નાથ અને વિશ્વોપકારી ભગવાન ઋષભદેવનો જગતને મહામૂલો વારસો છે. ઘણા ઘણા પૂજ્ય મુનિમહારાજો અને ઘણાં ઘણાં પૂજ્ય સાધ્વીજી મહારાજો અને હજારો બહેનભાઈઓ આ વરસીતપ કરે છે. તેં જોયું નહિ ? મામા અને મામીબાને વરસીતપનું પારણું હતું ત્યારે ૮૦૦ જેટલાં તપસ્વીઓ તો પાલીતાણામાં જ હતાં. અને તું તો જાણે છે ને કે આપણા ગુલાબચંદ મામા તો છેલ્લા ૧૮-૨૦ વર્ષથી વરસીતપ કરે છે. એ રીતે ઘણા પુણ્યશાળી આત્માઓ દર વર્ષે આ તપશ્ચર્યા કરે છે અને પોતાના આત્માને ઉજ્જવળ બનાવે છે.

બા ! આ વરસીતપની બીજી વિધિ પણ છે કે ?

હા બેટા ! ઉપવાસ કે બેસણું કરવા ઉપરાંત સવાર-સાંજ પ્રતિક્રમણ, ગુરૂવંદન, વ્યાખ્યાનશ્રવણ, અષ્ટદ્રવ્યથી પ્રભુ-પૂજા, જ્ઞાનપૂજા, ગુરૂ પાસે પચ્ચખ્ખાણ ઉપરાંત સાત ક્ષેત્રમાં યથાશક્તિ દ્રવ્યનું દાન, મુનિમહાત્માઓ અને સાધ્વીજીઓને વંદન,

વિશેષ ભૂમિશયન, બ્રહ્મચર્ય પાલન, સચિત્ત વસ્તુનો ત્યાગ, ચૌદ નિયમ ધારવા; બારવ્રત ગ્રહણ કરવાં, આરંભ–સમારંભનો ત્યાગ કરવો, સમતા–ક્ષમા ધારણ કરવી, રોજ ૨૦ નવકારવાળી 'શ્રી ઋષભદેવસ્વામીનાથાય નમઃ'. ના જાપની ગણવી. ૧૨ લોગસ્સનો કાઉસગ્ગ કરવો, ૧૨ ખમાસમણાં દેવાં, ૧૨ સ્વસ્તિક કરવા, અક્ષયતૃતીયાને દિવસે આદિનાથાય નમઃ એ પદનો ૨૦૦૦ વાર જાપ કરવો.

ઓહો ! આ તો આખું વર્ષ આત્મશુદ્ધિ, આત્મશાંતિ અને આત્માની ઉજ્જવળતા ને આત્માની નિર્મળતાનું જ તપ કહેવાય !

મનોરમા ! ખરું છે. એ સર્વોત્તમ જીવન–શુદ્ધિનું તપ છે.

બા ! આ તપને વરસીતપ કહે છે કે બીજું કાંઇ ?

મનોરમા ! આ વરસીતપ કહેવાય છે તેમ ભગવાન ઋષભદેવે કરેલું તેથી એને **ઋષભદેવ–સંવત્સરતપ** પણ કહે છે.

બા ! પણ આવી ઉગ્ર તપશ્ચર્યાથી શું લાભ ?

બેટા ! જગતમાં આવતા દરેક જીવાત્માને શાશ્વત સુખ અને મોક્ષની ભાવના હોય છે પણ પૂર્વભવનાં કર્મોને ખપાવ્યા સિવાય તે ભાવના સિદ્ધ થતી નથી. મનુષ્યજન્મ લઇને આધિ–વ્યાધિ–ઉપાધિમાંથી સમ્યક્ ધર્મ પામી બંધાયેલાં કર્મને ઘટાડવાની જરૂર રહે છે. તે માટે તપશ્ચર્યારૂપી કલ્પવૃક્ષનું સેવન કરવાથી શિવસુખ મળે છે અને તે મનુષ્યભવમાં જ મેળવી શકાય છે. ભગવાન મહાવીરસ્વામીએ પણ પોતાના જીવનમાં ૧૨–૧૨ વર્ષ સુધી તપશ્ચર્યા કરીને આપણને અનુપમ વારસો આપ્યો છે.

હેં બા ! આ વર્ષે અમદાવાદ નિવાસી પુણ્યપ્રભાવક શેઠ

બીજી રીત એ છે કે ભગવાન ઋષભદેવે ઉપવાસ કરેલા તેથી ફાગણ વદ આઠમના દિવસે વ્રત આદરી એકંદરે ૪૦૦ ઉપવાસ કરી વૈશાખ શુદ ત્રીજના દિવસે પારણું કરવું.

ત્રીજી રીત શ્રી ઋષભદેવના શાસનમાં ઉત્કૃષ્ટ તપ ૩૬૦ ઉપવાસનું છે. આથી પારણાને દિવસે એકાસણું કરવાપૂર્વક ૩૬૦ ઉપવાસ કરાય છે. આમાંની ગમે તે રીતે વરસીતપ કરી પારણું કરાય છે.

પણ આ તપ તો કોઈ ભાગ્યેજ કરતું હશે ! આવું મોટું તપ અને તે પણ વરસ દિવસ માટે કોણ કરી શકે ?

બેટા ! આ તપશ્ચર્યા તો જગત્‌વત્સલ, જગતગુરૂ, જગતના નાથ અને વિશ્વોપકારી ભગવાન ઋષભદેવનો જગતને મહામૂલો વારસો છે. ઘણા ઘણા પૂજ્ય મુનિમહારાજો અને ઘણાં ઘણાં પૂજ્ય સાધ્વીજી મહારાજો અને હજારો બહેનભાઈઓ આ વરસીતપ કરે છે. તેં જોયું નહિ ? મામા અને મામીબાને વરસીતપનું પારણું હતું ત્યારે ૮૦૦ જેટલાં તપસ્વીઓ તો પાલીતાણામાં જ હતાં. અને તું તો જાણે છે ને કે આપણા ગુલાબચંદ મામા તો છેલ્લા ૧૮-૨૦ વર્ષથી વરસીતપ કરે છે. એ રીતે ઘણા પુણ્યશાળી આત્માઓ દર વર્ષે આ તપશ્ચર્યા કરે છે અને પોતાના આત્માને ઉજ્જવળ બનાવે છે.

બા ! આ વરસીતપની બીજી વિધિ પણ છે કે ?

હા બેટા ! ઉપવાસ કે બેસણું કરવા ઉપરાંત સવાર-સાંજ પ્રતિક્રમણ, ગુરૂવંદન, વ્યાખ્યાનશ્રવણ, અષ્ટદ્રવ્યથી પ્રભુ-પૂજા, જ્ઞાનપૂજા, ગુરૂ પાસે પચ્ચખ્ખાણ ઉપરાંત સાત ક્ષેત્રમાં યથાશક્તિ દ્રવ્યનું દાન, મુનિમહાત્માઓ અને સાધ્વીજીઓને વંદન,

બધું સહન કરીને સુખેદુઃખે જેવી જોગવાઈ મળે તેવી નિભાવી લઈને વરસીતપ કરે છે અને પોતાના આત્માને વિશેષ ઉજ્જવળ, નિર્મળ અને પવિત્ર બનાવે છે. જીવનનું એ જ સાચું સાર્થક છે.

પણ બા ! આ વરસીતપનું પારણું ક્યાં થઈ શકે ?

બેટા ! વરસીતપનું પારણું જ્યાં જ્યાં ભગવાન ઋષભદેવનું તીર્થ હોય ત્યાં થઇ શકે. કારણ કે ભગવાન ઋષભદેવના વરસીતપ ઉપરથી જ આપણે વરસીતપ કરીએ છીએ. પણ સૌરાષ્ટ્રમાં તીર્થાધિરાજ શ્રી શત્રુંજય તીર્થ, જગતનાં તીર્થધામોમાં અલૌકિક અને ચમત્કારી છે. યુગયુગથી આત્મશુદ્ધિ, આત્મશાંતિ અને આત્મકલ્યાણનો દિવ્ય સંદેશ આપી રહ્યું છે, તેથી હજારો ભાઇ-બહેનો એ ગિરિરાજની શીતળ છાંયડીમાં ભગવાન આદીશ્વર દાદાના ચરણમાં પારણાં કરે છે. જો કે શ્રી કેસરીયાજી, શ્રી અયોધ્યાજી; શ્રી હસ્તીનાપુર વગેરે સ્થળોએ પારણાં કરવાની વ્યવસ્થા કરવામાં આવે તો તે તે પ્રદેશનાં ભાઇબહેનોને તેનો લાભ મળે. શત્રુંજય તીર્થમાં આ વરસીતપનાં પારણાંની યોજના કરવાથી તપસ્વીઓ ઉપરાંત તેનાં કુટુંબીજનો વગેરે હજારો ભાઈબહેનોને શત્રુંજયની યાત્રાનો લાભ મળે તે પણ એક ઉદ્દેશ છે.

બા ! અક્ષયતૃતીયાની કથા કહેવાનું તમે એક દિવસ કહેતાં હતાં ને ?

તને કથા બહુ ગમે છે, ખરું ને ? ભગવાન ઋષભદેવનું ચરિત્ર તો તેં વાંચ્યું છે ને ? અક્ષયતૃતીયાની ટુંકી કથા હું કહું છું તે સાંભળ.

શ્રી જેશંગભાઇ ઉગરચંદના કુટુંબમાં તેઓશ્રીના પાંચ પુત્ર વધુઓ કુળ દીપિકાઓએ પણ વરસીતપ કર્યો છે !

હા, બહેન ! જેમ આપણા કુઆ શ્રી હરિચંદ શાહ, ફઈબા હેમકુંવર બા, ફઈબાના સાસુ શ્રી જીવીબાઇ તથા ફઈબાના નણંદ બહેન સમરથ બહેન, એક ભાગ્યશાળી કુટુંબમાં ચાર વરસીતપ થયેલ છે: તેમ જ શેઠ શ્રી જેશંગભાઇ ઉગરચંદના કુટુંબમાં પાંચ વરસીતપ થયેલ છે.

ધન્ય એ બડભાગી કુટુંબો ! ધન્ય એ તપસ્વીઓ !

હેં બા ! મેં સાંભળ્યું છે કે આ વર્ષે તો ઘણા સાધુ-સાધ્વીજી મહારાજોએ પણ આ વરસીતપ કરેલ છે.

હા બેટા ! દર વર્ષે ઘણા પૂજ્ય સાધુ-સાધ્વીજી મહારાજો પણ વરસીતપ કરે છે.

પણ બા ! આપણે તો ઘેર બેસીને બેસણું વગેરે કરી શકીએ, પણ પૂજ્ય સાધુ-સાધ્વીજી મહારાજો કેવી રીતે આ વરસીતપ કરી શકતાં હશે ? તેમને તો ગામેગામ વિહાર કરવાનો હોય, કોઇ જગ્યાએ સગવડ થઈ-ન થઇ, વહેલું મોડું થયું, વળી ટાઢ-તડકો-વરસાદ-આ બધું તો ભારે મુશ્કેલ કહેવાય !

બેટા ! સાચી વાત છે. ગૃહસ્થો તો ગમે તે રીતે વરસીતપ કરી શકે, જો કે વરસીતપ કરવું તે તો ઘણું જ મુશ્કેલ છે, પણ પૂજ્ય સાધુ-મુનિરાજો અને સાધ્વીજી મહારાજોને માટે તો આ તપ ઘણું જ દુષ્કર છે. પણ અનેક ભાગ્યશાળી પુણ્યાત્માઓ

મધું સહન કરીને સુખેદુઃખે જેવી જોગવાઈ મળે તેવી નિભાવી લઈને વરસીતપ કરે છે અને પોતાના આત્માને વિશેષ ઉજ્જવળ, નિર્મળ અને પવિત્ર બનાવે છે. જીવનનું એ જ સાચું સાર્થક છે.

પણ બા ! આ વરસીતપનું પારણું ક્યાં થઈ શકે ?

બેટા ! વરસીતપનું પારણું જ્યાં જ્યાં ભગવાન ઋષભદેવનું તીર્થ હોય ત્યાં થઈ શકે. કારણ કે ભગવાન ઋષભદેવના વરસીતપ ઉપરથી જ આપણે વરસીતપ કરીએ છીએ. પણ સૌરાષ્ટ્રમાં તીર્થાધિરાજ શ્રી શત્રુંજય તીર્થ, જગતનાં તીર્થધામોમાં અલૌકિક અને ચમત્કારી છે. યુગયુગથી આત્મશુદ્ધિ, આત્મશાંતિ અને આત્મકલ્યાણનો દિવ્ય સંદેશ આપી રહ્યું છે, તેથી હજારો ભાઈ-બહેનો એ ગિરિરાજની શીતળ છાંયડીમાં ભગવાન આદીશ્વર દાદાના ચરણમાં પારણાં કરે છે. જો કે શ્રી કેસરીયાજી, શ્રી અયોધ્યાજી, શ્રી હસ્તીનાપુર વગેરે સ્થળોએ પારણાં કરવાની વ્યવસ્થા કરવામાં આવે તો તે તે પ્રદેશનાં ભાઇબહેનોને તેનો લાભ મળે. શત્રુંજય તીર્થમાં આ વરસીતપનાં પારણાંની યોજના કરવાથી તપસ્વીઓ ઉપરાંત તેનાં કુટુંબીજનો વગેરે હજારો ભાઈબહેનોને શત્રુંજયની યાત્રાનો લાભ મળે તે પણ એક ઉદ્દેશ છે.

બા ! અક્ષયતૃતીયાની કથા કહેવાનું તમે એક દિવસ કહેતાં હતાં ને ?

તને કથા બહુ ગમે છે, ખરું ને ? ભગવાન ઋષભદેવનું ચરિત્ર તો તેં વાંચ્યું છે ને ? અક્ષયતૃતીયાની ટુંકી કથા હું કહું છું તે સાંભળ.

# કથાનક

ઘણાં ઘણા વર્ષોની વાત છે. તે વખતે ભરતક્ષેત્રમાં લોકો ઘણાં સુખી ને સંતોષી હતા. જોઈતી વસ્તુઓ કલ્પવૃક્ષો આપતાં. સૌ આનંદમાં સમય પસાર કરતા હતા. નિર્દોષ-પવિત્ર જીવન જીવતા હતા. તે કાળના મનુષ્યો યુગલિયા કહેવાતા.

ધીમે ધીમે કાળનો પ્રભાવ બદલાયો. લોકોમાં મારાપણાની ભાવના જાગી. પરસ્પર ઝઘડાઓ થવા લાગ્યા. વિમલવાહન પ્રથમ કુલકર થયા. તેમણે યુગલિયાને કુળની મર્યાદામાં રાખ્યા. સાતમા કુલકર નાભિ કુલકરનાં પત્ની મરુદેવાની કૂખે ઋષભ-કુમારનો જન્મ થયો. તેમના જન્મ સમયે લોકોમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. ઋષભકુમાર પ્રથમ રાજા થયા અને આદિનાથ કહેવાયા. કલ્પવૃક્ષોનો અભાવ થવાથી ઋષભકુમારે લોકોને કુંભારની કળા શીખવી. અને પછી તો ધીમે ધીમે ઘર બાંધવાની, ચિત્રકારની, વણકરની વગેરે અનેક કળાઓ શીખવી; માતા-પિતા-પતિ-પુત્ર-પુત્રી વગેરે વ્યવહાર શીખવ્યો.

એવામાં વસંતઋતુ આવી પહોંચી. વનસ્પતિઓ નવનવાં પુષ્પો અને ફળોથી લચી રહી હતી. ઉદ્યાનો મઘમઘી રહ્યાં હતાં. ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા. આમ્રતરુ ઉપર બેઠેલી કોયલો મીઠા મધુર ટહુકાઓ કરી રહી હતી. પક્ષીઓ

કલ્લોલ કરી રહ્યાં હતાં. એ પ્રમાણે ઋતુરાજ વસંતનું સામ્રાજ્ય ફેલાઇ રહ્યું હતું. મધુર મધુર પવનથી હવામાં તાજગી આવી રહી હતી. જ્યાં જુઓ ત્યાં આંખને આનંદ આપતાં મનોહર દૃશ્યો નજરે પડતાં હતાં. શ્રી ઋષભકુમાર વસંતોત્સવ ઊજવવા પરિવાર સાથે ઉદ્યાનમાં પધાર્યા.

વસંતઋતુનાં વિધવિધ મનોહર દ્રશ્યો, બાળકોના કિલકિલાટ, સુંદરીઓનાં હાસ્ય વિનોદો ને નૃત્યો, યુવાનોની નિરંકુશ મસ્તી અને આનંદમય ઉત્તેજક વાતાવરણે ઋષભકુમારને વિચાર કરતા કરી મૂકયા.

આ અને આવી ક્રીડાઓ મેં બીજે કોઈ સ્થાને જોઇ છે. કયાં જોઈ હશે એમ વિચાર કરતાં પૂર્વભવનાં દેવોનાં સુખવૈભવો અવધિજ્ઞાનથી જાણ્યાં અને મોહનાં બંધનો તૂટી ગયાં.

લોકોને વ્યવહારવિષયક વિદ્યાઓ શીખવી દીધી છે. યુવરાજ ભરતને બહોંતેર કળાઓ ને બ્રાહ્મીને અઢાર લિપિઓ બતાવી છે. સુંદરીને ગણિતવિષયક જ્ઞાન આપ્યું છે. સ્ત્રીઓને ચોસઠ કળાઓ શીખવી છે. લોકો વ્યવહારમાં કુશળ થયા છે. ખેડૂતો ખેતી કરી નિર્વાહ કરે છે. ગોપાલકો જાનવરો પ્રત્યે સદ્‌ભાવ રાખે છે. એકબીજાનું રક્ષણ કરવાની ભાવના જાગી છે. માતાઓ પુત્ર-પુત્રીનું પાલન કરે, પિતાઓ પિતૃધર્મ પાળે, પતિ-પત્ની એકબીજાને માટે પ્રાણ આપે, સંસાર મંગળમય બનાવે અને જગતનો દિનપ્રતિદિન વિકાસ થાય તે માટે બધું વ્યવસ્થિત થયું છે.

ઋષભકુમારની વિચાર-ધારાઓ આગળ વધી. આત્માના હિતની ભાવના જાગી ઊઠી. સંસારની અસારતા સમજાણી.

# કથાનક

ઘણાં ઘણા વર્ષોની વાત છે. તે વખતે ભરતક્ષેત્રમાં લોકો ઘણા સુખી ને સંતોષી હતા. જોઈતી વસ્તુઓ કલ્પવૃક્ષો આપતાં. સૌ આનંદમાં સમય પસાર કરતા હતા. નિર્દોષ-પવિત્ર જીવન જીવતા હતા. તે કાળના મનુષ્યો યુગલિયા કહેવાતા.

ધીમે ધીમે કાળનો પ્રભાવ બદલાયો. લોકોમાં મારાપણાની ભાવના જાગી. પરસ્પર ઝઘડાઓ થવા લાગ્યા. વિમલવાહન પ્રથમ કુલકર થયા. તેમણે યુગલિયાને કુળની મર્યાદામાં રાખ્યા. સાતમા કુલકર નાભિ કુલકરનાં પત્ની મરુદેવાની કૂખે ઋષભકુમારનો જન્મ થયો. તેમના જન્મ સમયે લોકોમાં આનંદ આનંદ છવાઈ રહ્યો. ઋષભકુમાર પ્રથમ રાજા થયા અને આદિનાથ કહેવાયા. કલ્પવૃક્ષોનો અભાવ થવાથી ઋષભકુમારે લોકોને કુંભારની કળા શીખવી. અને પછી તો ધીમે ધીમે ઘર બાંધવાની, ચિત્રકારની, વણકરની વગેરે અનેક કળાઓ શીખવી; માતા-પિતા-પતિ-પુત્ર-પુત્રી વગેરે વ્યવહાર શીખવ્યો.

એવામાં વસંતઋતુ આવી પહોંચી. વનસ્પતિઓ નવનવાં પુષ્પો અને ફળોથી લચી રહી હતી. ઉદ્યાનો મઘમઘી રહ્યાં હતાં. ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા. આમ્રતરુ ઉપર બેઠેલી કોયલો મીઠા મધુર ટહુકાઓ કરી રહી હતી. પક્ષીઓ

સહન ન કરી શકવાથી કચ્છ–મહાકચ્છ અને પ્રસેનજિત વગેરે ચાર હજાર પુરુષોએ પ્રભુ સાથે દીક્ષા લીધી.

ક્ષુધાને તો પોતે જીતી ગયા છે તેમ પ્રભુ આહાર લેતા નથી.

તરસને પણ પ્રભુ ભૂલી ગયા છે. તાપ–ટાઢને સહન કરવામાં પ્રભુ પાછું વાળી જોતા નથી. નિદ્રાનો પ્રભુએ ત્યાગ કર્યો છે. પ્રભુ તો એક જગ્યાએ રહેતા નથી. ધ્યાનમાં લીન રહે છે. આત્મચિંતન અને આત્મશાંતિ માટે પ્રયત્નશીલ છે.

પ્રભુએ મૌન ધારણ કર્યું છે અને નમિ–વિનમિ પ્રભુની સેવાભક્તિ કરે છે તો પણ પ્રભુ તો શાંત ચિત્તે આત્મધ્યાનમાં લીન છે.

ક્ષુધા અને પિપાસાના પરિસહને સહન કરતા પ્રભુ ગામે ગામ, જંગલે જંગલ વિચરે છે. કોઇ સ્થળે નિરવદ્ય નિર્દોષ આહાર મળતો નથી. પ્રભુને શું આપવું તે ભોળા લોકો જાણતા નથી. પ્રભુ તો ધૈર્યના સાગર છે. પોતાના ધ્યેયમાં મક્કમ છે. જગતની કોઈ વસ્તુ પ્રભુને ધ્યેયથી ચળાવી શકે તેમ નથી. મેરુ ચળે પણ પ્રભુનો નિશ્ચય ચળે તેમ નથી જ નથી.

એક દિવસ ગ્રામાનુગામ વિહાર કરતાં કરતાં પ્રભુ હસ્તીનાપુર નગરી આવી પહોંચ્યા. નગરીનાં ભાગ્ય જાગી ઊઠયાં. ભગવાનને જોઇને નગરજનો દોડી આવ્યા. બાળકને ધવરાવતી માતા દોડી આવી, કામ કરતા લોકો દર્શન માટે ટોળે મળ્યા. વેપારીઓના વેપાર પડયા રહ્યા. ખેડુતોએ ખેતર સૂના મૂક્યાં. ગાયોને ચારતા ગોવાળો દોડી આવ્યા. રસ્તાં બાળકો આનં-

વિષયવાસના અને રાગદ્વેષના ત્યાગનો વિચાર ઉદ્ભવ્યો. ભવરૂપી કેદખાનામાંથી મોક્ષના ચિરંતન શાશ્વત સુખની અભિલાષા જાગી ઊઠી. જ્ઞાનરૂપી આત્મપ્રકાશને મેળવવા અધીરાઇ વધી ગઇ અને મોહમાયાનાં પડળ ખૂલી ગયાં. વૈરાગ્યભાવના ભાવતાં ભાવતાં આત્મામાં અજવાળાં પ્રગટ્યાં અને લોકાંતિક દેવોની પ્રાર્થના સાંભળતાં હોય તેમ બોલી ઊઠ્યાં: 'ભવ્ય જીવોને મોક્ષમાર્ગનું દર્શન કરાવવા ને ધર્મતીર્થ પ્રવર્તાવવા આવું છું, આવું છું!'

પુત્ર ભરતને રાજ્યની ધુરા સોંપીને બાહુબલિકુમારને તક્ષશિલાનું તેમજ બીજા પુત્રોને જુદા જુદા દેશો આપીને સાંવત્સરિક દાન આપી ચૈત્ર માસની વદ આઠમ—ગુજરાતી ફાગણ વદ આઠમના દિવસે ચાર મુષ્ટિલોચ કરી, છઠ્ઠના તપસ્વી પ્રભુ સર્વ સાવદ્ય વ્યાપારોનો ત્યાગ કરી જગતમાં ધર્મનું સામ્રાજ્ય સ્થાપવા અને શાશ્વત સુખનો માર્ગ બતાવવા ચાલી નીકળ્યા.

હજારો સ્ત્રી–પુરુષો, બાલકો, વૃદ્ધો, રાજપુરુષો, કુટુમ્બીજનો અને માનવમેદની પ્રભુને જોઇ જોઇને અભિનંદે છે, વંદના કરે છે, કોઇ કોઇની આંખોમાં અશ્રુઓ આવી રહ્યાં છે. હવે આપણું શું થશે? આપણી કોણ રક્ષા કરશે? વિગેરે વિચારતાં પ્રભુની પાછળ પાછળ જાય છે. પણ પ્રભુને તો ત્યાગ અને વૈરાગ્યનો એવો તો રંગ લાગ્યો છે કે તેઓ પોતાના ધ્યાનમાં ચાલ્યા જ જાય છે. બસ ચાલ્યા જ જાય છે.

આ વખતે પ્રભુને મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું. ત્રણ જ્ઞાનના જાણ તો હતા. પ્રભુએ દીક્ષા લીધી ત્યારે પ્રભુના વિરહને

ઘેલાં નયને પ્રભુને ચાલ્યા જતા જોઈ નગરજનો નિરાશ વદને ઊભા ઊભા સજળ નયને વિચારે છે: નાથને શું જોઈતું હશે? કેમ જાણી શકાય પ્રભુની ભાવના? અરે, સર્વસ્વ સમર્પણ કરતાં પણ પ્રભુની વાંછના પૂરી શકાય તો કેવું સારૂં!

નગરજનોનો આ કોલાહલ રાજમહેલમાં પહોંચ્યો. મહારાજા ભરતના પૌત્ર અને રાજા સોમપ્રભના પાટવી કુમાર શ્રેયાંસકુમાર રાજસભામાંથી બહાર આવ્યા. તપાસ કરતાં જાણ્યું કે ત્રણ જગતના પૂજ્ય એવા પોતાના જ પ્રપિતામહ પૃથ્વીનાથ શ્રી ઋષભદેવ ગામેગામ વિચરતા અત્રે પધાર્યા છે. ભગવાનનું નામ સાંભળી ભરી સભાને છોડી ચાલી નીકળ્યા ભગવાનનાં દર્શને. ન લીધું છત્ર, ન પહેર્યા ઉપાનહ, ઉઘાડે માથે ને અડવાણે પગે ઉત્સુકતા અને આનંદની ભાવના ભાવતા રાજમહેલના વિશાળ ચોકમાં આવ્યા ત્યાં તો ત્રણ જગતના નાથ અને નગરજનો ત્યાં જ આવી પહોંચ્યાં. શ્રેયાંસકુમાર તો પ્રભુના ચરણમાં નમી પડયા. હર્ષાશ્રુથી પ્રભુના ચરણ પખાળ્યા. પુનઃ પુનઃ નમસ્કાર કર્યો. પૂર્ણચન્દ્રના તેજસ્વી શીતળ પ્રભાયુકત શાંત અને ધ્યાનમગ્ન પ્રભુમુખનું દર્શન કરી પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા.

પ્રભુના મુખચંદ્રનું દર્શન કરતાં શ્રેયાંસકુમારનું હૃદય–કમળ ખીલી ઊઠયું. એ હૃદયમાં પ્રકાશ પથરાયો: જન્મ–જન્માન્તરનાં સ્મરણો જાગી ઊઠયાં.

ઓ હો! આ તો પ્રભુ–હું તેમનો પૂર્વનો સારથી! આજે એ અમારા પ્રપિતામહ, એ જ તીર્થંકર–અરિહંત ત્રણ જગતના નાથ!

હર્ષથી નાચી ઊઠયાં. પ્રભુ પધાર્યા. ચાલો, દર્શને ચાલો, કરતી માનવમેદની ઊમટી પડી. પ્રભુના મહામૂલા દર્શનનો લાભ કોણ જતો કરે ?

પણ પ્રભુને ઉઘાડે મસ્તકે, અડવાણે પગે, કશાં રાજચિહ્નો વિના એક ધ્યાને, એક દૃષ્ટિએ ચાલ્યા જતા જોઈ નગરજનોનાં હૈયાં હચમચી ગયાં. નયનોમાંથી અશ્રુધારાઓ ચાલી નીકળી. પૃથ્વીપતિને શી ખોટ હતી ? શા માટે પ્રભુ આવાં દુઃખો સહન કરતાં હશે ? પ્રભુને શું જોઈતું હશે ? અમે પ્રભુને શું આપીએ જેથી પ્રભુ શાંતિ પામે ?

નગરજનો પ્રભુને પગે પડીને વિનવવા લાગ્યા:—

પ્રભુ ! પધારો ! અમારાં આંગણાં પાવન કરો ! આપના આ કૃશદેહને જોઈને અમને દુઃખ થાય છે. અન્ન–જળ લઈ આરામ કરો.

અશ્રુભીની આંખે કોઈ કહે છેઃ પ્રભુ, સ્નાન કરવા જળ, પહેરવા વસ્ત્રો અને શયન માટે શય્યા તૈયાર છે, પધારો ! પધારો !

કોઈ તો કહે છે: અમારાં ભાગ્ય જાગ્યાં ! આપ પધાર્યા ! મારે ત્યાં પધારો ! મારી રૂપરૂપનાં રાશિ સમાન કન્યારત્નને ગ્રહણ કરો.

કોઈ તો હાથી, કોઇ અશ્વ, કોઈ રથ અને કોઈ પાલખીને માટે પ્રાર્થના કરે છે.

પ્રભુ તો જાણે કશું સાંભળતા જ ન હોય તેમ એક ધ્યાને મૌન–શાંતચિત્તે રાજમાર્ગ પર ચાલ્યા જ જાય છે, અરે, આ તે શું સમજવું ? પ્રભુ કેમ કશું બોલતા નથી ? અર્ધમિચા-

પ્રભુએ પારણું કરી શ્રેયાંસકુમારને તારી દીધા; દેવોને પણ દુર્લભ દાન શ્રેયાંસકુમારે પ્રભુને દીધું. દેવોને પણ દોહ્યલું મુક્તિદાન પ્રભુએ શ્રેયાંસને આપ્યું.

હજારો ને લાખો વર્ષો પછી આજે પણ એ તપશ્ચર્યાનો અને એ ધન્ય દિવસનો મહિમા જૈન સંઘને મન મહાન, પવિત્ર અને ઉજ્જવળ છે.

એ પવિત્રતા અને ઉજ્જવળતાની જ્વલંત જ્યોત ચિરંતન પ્રકાશિત રાખવા માટે અનેક જૈન પૂજ્ય સાધુ–મુનિરાજો અને પૂજ્ય સાધ્વીજી મહારાજો અને હજારો જૈન ભાઇ બહેનોએ ઉગ્ર અને દીર્ઘ તપસ્યાનો ચીલો ચાલુ રાખ્યો છે.

જૈન સંસ્કૃતિની તપ, ત્યાગ અને સંયમની જ્યોતને સદાય ઝળહળતી રાખનાર સૌ કોઇ તપસ્વી આત્માઓને અમારાં અનેકશઃ વંદન હો !

ધન્ય એ તપશ્ચર્યા ! ધન્ય એ ઇક્ષુરસ ! ધન્ય એ શ્રેયાંસકુમાર ! ધન્ય એ અક્ષયતૃતીયા !

---

# વરસીતપનું મહાત્મ્ય

---

જૈનસમાજમાં વરસીતપનું મહાત્મ્ય ઘણું છે. હજારો નરનારીઓ મોટા સમુદાયમાં આ તપનું આરાધન કરી પુણ્યશાળી બને છે. આ તપને ઋષભદેવ–સંવત્સર તપ પણ કહેવાય છે, કારણ કે વર્તમાન ચોવીશીના આદિ તીર્થંકર શ્રી ઋષ-

શ્રેયાંસકુમારનો આત્મા આનંદથી નાચી ઊઠયો. આત્મામાં લાખ લાખ દીવડા પ્રગટયા અને પ્રભુને જોઇને વિચાર આવ્યો: અહા! પ્રભુએ તો વર્ષ દિવસથી પારણું નથી કર્યું. મારાં ધન્ય ભાગ્ય, ધન્ય જીવન, ધન્ય ઘડી કે પ્રભુ મારે આંગણિયે પારણું કરશે!

બરાબર એ જ સમયે ખેતરોના કોલૂમાં તૈયાર થયેલાં ઇક્ષુરસના ઘડાઓ આવી પહોંચ્યાં. શ્રેયાંસકુમારે જાણ્યું, કે બેંતાલીસ દોષથી મુક્ત આ નિર્દોષ શેરડીનો રસ પ્રભુના પારણા માટે યોગ્ય છે.

'દેવાધિદેવ! પ્રભો! જગત્વત્સલ! કરુણાનિધિ! દીર્ઘ તપસ્વી ભગવાન્! આ રસ સ્વીકારો!

પ્રભુએ કરપાત્ર લંબાવ્યું. શ્રેયાંસકુમાર આનંદને ઉલ્લાસથી શેરડીના રસના ઘડા ઠાલવવા લાગ્યા. શ્રેયાંસકુમારના હર્ષનો પાર નથી. હસ્તીનાપુરના પૌરજનોનાં હૈયાં આનંદસરોવરમાં ઝુલવા લાગ્યાં છે.

વર્ષાન્તે ૩૬૦ દિવસે પ્રભુએ ઇક્ષુરસનું પારણું કર્યું.

નગરજનોનો જયજયકારનો નાદ ગુંજી ઊઠયો. પંચ દિવ્ય પ્રગટયાં, વાતાવરણ દુંદુભીનાદથી ગાજી ઊઠયું. આનંદ-મંગળના નાદો ગાજી ઊઠયા. વૈશાખ શુકલા તૃતિયાનો એ દહાડો ઇક્ષુરસના દાનથી અમર થઇ ગયો. ત્રિલોકના નાથનો અભિગ્રહ પૂર્ણ થયો.

ઘેર ઘેર ઉત્સવ મંડાયો. શેરીએ શેરીએ આનંદ આનંદ છાઇ રહ્યો. આબાલવૃદ્ધ બધાના હર્ષનો પાર નથી.

પ્રભુએ પારણું કરી શ્રેયાંસકુમારને તારી દીધા. દેવોને પણ દુર્લભ દાન શ્રેયાંસકુમારે પ્રભુને દીધું. દેવોને પણ દોહ્યલું મુક્તિદાન પ્રભુએ શ્રેયાંસને આપ્યું.

હજારો ને લાખો વર્ષો પછી આજે પણ એ તપશ્ચર્યાનો અને એ ધન્ય દિવસનો મહિમા જૈન સંઘને મન મહાન, પવિત્ર અને ઉજ્જવળ છે.

એ પવિત્રતા અને ઉજ્જ્વળતાની જ્વલંત જ્યોત ચિરંતન પ્રકાશિત રાખવા માટે અનેક જૈન પૂજ્ય સાધુ-મુનિરાજો અને પૂજ્ય સાધ્વીજી મહારાજો અને હજારો જૈન ભાઈ બહેનોએ ઉગ્ર અને દીર્ઘ તપસ્યાનો ચીલો ચાલુ રાખ્યો છે.

જૈન સંસ્કૃતિની તપ, ત્યાગ અને સંયમની જ્યોતને સદાય ઝળહળતી રાખનાર સૌ કોઈ તપસ્વી આત્માઓને અમારાં અનેકશઃ વંદન હો!

ધન્ય એ તપશ્ચર્યા! ધન્ય એ ઈક્ષુરસ! ધન્ય એ શ્રેયાંસકુમાર! ધન્ય એ અક્ષયતૃતીયા!

---

## વરસીતપનું મહાત્મ્ય

---

જૈનસમાજમાં વરસીતપનું મહાત્મ્ય ઘણું છે. હજારો નરનારીઓ મોટા સમુદાયમાં આ તપનું આરાધન કરી પુણ્યશાળી બને છે. આ તપને ઋષભદેવ-સંવત્સર તપ પણ કહેવાય છે, કારણ કે વર્તમાન ચોવીશીના આદિ તીર્થંકર શ્રી ઋષ-

ભદેવ ભગવાને દીક્ષા લીધા પછી લાગભગાટ ૩૬૦ દિવસના ઉપવાસ પછી નિર્દોષ ઇક્ષુરસથી (અથવા શેરડીના રસથી) પારણું કર્યું હતું.

આ તપનો વિધિ નીચે મુજબ છેઃ—

તપનો પ્રારંભ ફાગણ વદ આઠમના દિવસે ઉપવાસ કરીને કરવામાં આવે છે. આ પછી એકાંતરે ઉપવાસ અને બેઆસણું કરવાનું હોય છે. અર્થાત્ ઉપવાસના પારણે બેઆસણું ને તેના પારણે ઉપવાસ આમ તેર મહિના અને અગિયાર દિવસ સુધી તપ કરી અખાત્રીજના દહાડે પારણું કરી તપની પૂર્ણાહુતી કરવામાં આવે છે. આ દિવસે યથાશક્તિ સંઘવાત્સલ્ય, દેવગુરુની ભક્તિ તેમ જ બીજા ધર્મકાર્યો પણ કરવામાં આવે છે. સાથે श्री ऋषभदेवनाथाय नमः પદની વીસ નવકારવાળી રોજ ગણુવામાં આવે છે. પારણાને દિવસે રૂપાના બનાવેલા તદ્દન નાના ઘડામાં શેરડીનો રસ ભરી ૧૦૮ ઘડાથી પારણું કરવામાં આવે છે. કેટલાક તપ કરનારાઓ ઋષભદેવસ્વામીના શાસનમાં ઉત્કૃષ્ટ તપ ૩૬૦ દિવસનો છે, તેને આશ્રીને ઉપવાસને પારણે બેઆસણું ને બેઆસણાના પારણે ઉપવાસ એમ ૪૦૦ ઉપવાસ કરે છે, ને ત્રીજા વર્ષે અખાત્રીજને દિવસે તપ પૂર્ણ કરે છે. તપ કરતાં વચમાં જે અખાત્રીજ (અક્ષયતૃતીયા) આવે તે દિવસે ખાવા વાર આવતો હોય તો પણ ઉપવાસ કરવાનો હોય છે. દરેક તપની પૂર્ણાહૂતિ વેળાએ બને તેટલા સમભાવપૂર્વક ધર્મકાર્યો કરવાનાં હોય છે. તપ ચાલુ હોય તે વખતે પણ દરરોજનાં ધાર્મિક અનુષ્ટાનો કરવાનાં જ હોય છે.

---

## શ્રી શત્રુંજય–મહાતીર્થની

# નવાણું યાત્રાની વિધિ

---

નવાણું યાત્રા કરનારે નીચે લખેલાં પાંચ સ્થળે સ્નાત્ર ભણાવવું જોઇએઃ—

૧. તળેટીના દેરાસરે. ૨. શ્રી શાંતિનાથ ભગવાનના દેહરેઃ ૩. રાયણ–પગલાં તળે. ૪. પુંડરીકસ્વામીના દેરાસરે. ૫. મૂળ-નાયક શ્રી આદીશ્વર ભગવાનના દેરાસરે.

૨. નવાણું કરનારે દરરોજ ૧૦ બાંધી નવકારવાળી ગણવી, એટલે નવાણું પૂર્ણ થતાં એક લાખ નવકાર પૂરા થાય.

૩. નવાણું યાત્રા કરનાર મનુષ્યે હંમેશાં બે વખત પડિક્કમણું કરવું. સચિત્ત ત્યાગ, બ્રહ્મચર્યનું પાલન અને શક્તિ હોય તો એકાસણું કરવું. ભૂમિએ સંથારો કરવો. મૃષાવાદનો ત્યાગ કરવો. ( શક્તિ હોય તો પગે ચાલીને જાત્રા કરવી. ઉપરાંત–

૪. ૯૯ યાત્રાઓ ગિરિરાજની કરવી, ઉપરાંત બીજી નવ મળી કુલ ૧૦૮ યાત્રાઓ કરવી.

૫. યથાશકિત રથયાત્રાનો વરઘોડો ચઢાવવો નવાણું પ્રકારની પૂજા કરવી તથા આંગી રચાવવી.

૬. હંમેશાં ત્રણ પ્રદક્ષિણા તથા એકવાર દાદાજીના મંદિરને ફરતી નવાણું પ્રદક્ષિણા દેવી.

૭. નવ સાથીઆ તથા નવ ફળ તથા નવ નૈવેદ્ય મૂકવાં.

૮. નવ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો.

૯. હંમેશાં નવ ખમાસમણ દેવાં.

૧૦. હંમેશાં યથાશકિત અષ્ટપ્રકારની પુજા કરવી.

૧૧. હંમેશાં દશ નવકારવાલી બાધી ગણુવી.

૧૨. હંમેશાં (૧) શ્રી તળેટીના દહેરે (૨) શ્રી શાંતિનાથજીના દહેરે, (૩) રાયણુ તળે (૪) શ્રી પુંડરિકના દહેરે તથા (૫) શ્રી મૂળનાયકજીના દહેરે એમ પાંચ ઠેકાણેં ચૈત્યવંદન કરવાં.

૧૩. શકિત હોય તો ચઉવિહારો છઠ્ઠ કરીને સાત જાત્રા કરવી. પુંડરીકજીનું ધ્યાન ધરવું, ઘેટીની પાગે, રોહીશાલાની પાગે, અને શેત્રુંજી નદીની પાગેથી એકવાર તો અવશ્ય જાત્રા કરવી તથા બાર ગાઉ, છ ગાઉ, ને દોઢ ગાઉની પ્રદક્ષિણા કરવી. આ રીતે બધી મળી કુલ ૧૦૮ જાત્રાઓ કરવી.

---

## શ્રી શત્રુંજયના છઠ્ઠ-અઠ્ઠમ તપની વિધિ

આ તપમાં પહેલો તથા છેલ્લો અઠ્ઠમ કરવો. અને વચ્ચે સાત છઠ્ઠ કરવા, આ રીતે વીશ ઉપવાસ તથા નવ પારણા મળી, કુલ ૨૯ દિવસે તપ પૂર્ણ થાય છે. સાથીઆ વગેરે ૨૧-૨૧ કરવા નવકારવાળી વીશ નીચે પ્રમાણે ગણવી.

૧ અઠ્ઠમમાં–શ્રી પુંડરિક ગણધરાય નમઃ ॥
૨ છઠ્ઠમાં–શ્રી ઋષભદેવસર્વજ્ઞાય નમઃ ॥
૩ „ શ્રી વિમલગણધરાય નમઃ ॥
૪ „ શ્રી સિદ્ધક્ષેત્રાય નમઃ ॥
૫ „ શ્રી હરિગણધરાય નમઃ ॥
૬ „ શ્રી બાહુબલિનાથાય નમઃ ॥
૭ „ શ્રી સહસ્રાદિગણધરાય નમઃ ॥
૮ „ શ્રી સહસ્રકમલાય નમઃ ॥
૯ અઠ્ઠમમાં કોડીગણધરાય નમઃ ॥

અથવા બીજી રીતે આ મુજબ ૨૦ નવકારવાળી ગણવીઃ—

૧ બન્ને અઠ્ઠમે શ્રી સિદ્ધાદિશત્રુંજય સિદ્ધગિરિવરાય નમઃ
૨ છઠ્ઠમાં શ્રી આદીશ્વરપરમેષ્ઠિને નમઃ ॥
૩ „ શ્રી આદીશ્વરઅર્હંતે નમઃ ॥
૪ „ આદીશ્વરનાથાય નમઃ ॥
૫ „ શ્રી આદીશ્વરસર્વજ્ઞાય નમઃ ॥
૬ „ શ્રી આદીશ્વરપારંગતાય નમઃ ॥
૭ „ શ્રી શત્રુંજયસિદ્ધક્ષેત્રપુંડરીકાય નમઃ ॥
૮ „ શ્રી સિદ્ધક્ષેત્રપુંડરીકવિમલગિરિયે નમઃ ॥
અથવા શ્રી શત્રુંજયપર્વતાય નમઃ ॥

એ જાપ હંમેશા ૨૦ નવકારવાળીથી કરવો.

## ૨૧ ખમાસમણાં આ પ્રમાણે દેવાં

૧ શ્રી શત્રુંજયપર્વતાય નમઃ ।।
૨ શ્રી પુંડરીકપર્વતાય નમઃ ।।
૩ શ્રી સિદ્ધક્ષેત્રપર્વતાય નમઃ ।।
૪ શ્રી વિમલાચલરાય નમઃ ।।
૫ શ્રી સુરગિરયે નમઃ ।।
૬ શ્રી મહાગિરીયે નમઃ ।।
૭ શ્રી પુણ્યરાશયે નમઃ ।।
૮ શ્રી પર્વતાય નમઃ ।।
૯ શ્રી પર્વતેંદ્રાય નમઃ ।।
૧૦ શ્રી મહાતીર્થાય નમઃ ।।
૧૧ શ્રી સારસ્વતાય નમઃ ।।
૧૨ શ્રી દૃઢશક્તિપર્વતાય નમઃ ।।
૧૩ શ્રી મુક્તિનિલયાય નમઃ ।।
૧૪ શ્રી પુષ્પદંતાય નમઃ ।।
૧૫ શ્રી મહાપદ્માય નમઃ ।।
૧૬ શ્રી પૃથ્વીપીઠાય નમઃ ।।
૧૭ શ્રી સુભદ્રગિરિપર્વતાય નમઃ ।।
૧૮ શ્રી કૈલાસગિરિપર્વતાય નમઃ ।।
૧૯ શ્રી પાતાલમૂલાય નમઃ ।।
૨૦ શ્રી અકર્મકાય નમઃ ।।
૨૧ શ્રી સર્વકામપૂરણાય નમઃ ।।

પારણે નવાણું પ્રકારી પૂજા ભણાવવી, તપમાં યાત્રાઓ કરવી, સુપાત્રભક્તિ, સાધર્મિકભક્તિ આદી કરવી.



# શત્રુંજય તીર્થદર્શન

## પ્રાણપ્રેરક તીર્થભાવના

પ્રાતઃસ્મરણીય, પરમપૂજ્ય, ત્યાગી, તપસ્વી પુરુષોના જન્મસ્થાનો, ક્રીડાસ્થાનો, તપશ્ચર્યાની ભૂમિઓ, સાધનાધામો, વિહારસ્થાનો, જ્ઞાનદર્શન ભૂમિકાઓ તેમજ નિર્વાણસ્થાનો ભક્તોને તીર્થરૂપ મનાય છે.

આવા પરમપવિત્ર પ્રદેશોમાં પ્રત્યેક યાત્રિકના આત્મામાં પ્રકાશ પ્રગટે છે, જીવનની ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત થાય છે, આત્મદર્શનની ઝાંખી થાય છે અને પૂર્વ–પુરુષોના જીવનદ્રશ્યો કોઈ તીર્થસલિલમાં સ્નાન કરતાં હોઈએ તેમ ખડાં થાય છે. આત્મા તેજસ્વી અને પ્રફુલ્લિત બને છે.

જૈનતીર્થો સૃષ્ટિસૌંદર્ય અને શિલ્પકળાના ભંડાર તો છે જ પણ આત્માને ઉન્નત અને નિર્મળ બનાવવા શાંતિના ધામો અને આત્મકલ્યાણના જીવંત સ્મારકો છે.

જૈનતીર્થોના ચરણમાં નરેંદ્રો, મહાઅમાત્યો, શ્રેષ્ઠીઓ અને પ્રજાજનોએ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું છે. સમગ્ર જૈનસંઘની સંપત્તિ અને ભક્તિ આ તીર્થોની શ્રદ્ધા પાછળ આપોઆપ રેલાયાં છે.

તીર્થધામોએ જૈન સંઘને સંગઠિત રાખ્યો છે. જૈનસમાજ, જૈનધર્મ, જૈનસંસ્કૃતિ અને જૈનશાસનને ટકાવી રાખવામાં જૈનતીર્થોનો ફાળો સવિશેષ છે.

કદાચ નગરોનો નાશ થાય, નદીઓ ને સરોવરો સૂકાઇ જાય, લક્ષ્મી ચાલી જાય પણ જો તીર્થધામો બચી જાય તો ધર્મ અને ધર્મી બન્નેનો ઉદ્ધાર થઈ શકે.

જૈનસંઘની ઐક્યતા અને જૈનસંઘનું સંગઠન જૈન-તીર્થોને જ આભારી છે.

તીર્થને વાચા નથી હોતી પણ એ તીર્થધામો ખડાં ખડાં મૌનદ્વારા હજારો ઉપદેશો જેવી જ પ્રાણપ્રેરક પ્રેરણાં આપે છે. જગતની જીવનકથા અને આત્માની અમરકથા એ તીર્થો સંભળાવે છે. એક એક તીર્થ જૈનસમાજની પ્રાચીન જાહો-જલાલી, ભવ્ય ભૂતકાળ, જ્વલંત ઇતિહાસ, મૂર્તિમંત કળા અને અનુપમ ગૌરવગાથાનો મહાન ગ્રંથ છે.

સંઘની પ્રણાલીએ તીર્થભક્તિના મૂળમાં અમીનાં સિંચન કર્યાં છે. સાધુ–સાધ્વી, શ્રીમંત ગરીબ, સૌને તીર્થયાત્રાનો મહાન લાભ આપવાની ઉદાર ભાવના જૈનસમાજમાં ઉત્તમ ગણાય છે.

સંઘયાત્રાનો ઉદ્દેશ પુરાતન તીર્થભૂમિની સ્પર્શના, વિસ્મૃત તીર્થભૂમિની શોધ, જીર્ણ તીર્થભૂમિનો પુનરુદ્ધાર, યાત્રિકો, કુટુંબીજનો, નગરવાસીઓ કે સ્વામી ભાઈબહેનોની સેવા, તપશ્ચર્યા, સાધુસાધ્વીનો સંપર્ક, ગ્રામાનુગ્રામનો વિહાર અને દેશની પરિસ્થિતિનું જ્ઞાન, લોકસેવાના કાર્યો અને આત્મશુદ્ધિ, આત્મશાંતિ અને આત્મદર્શન એ આ... ભૂલાતો જાય છે.

તીર્થયાત્રા પ્રત્યેક માનવીને પ્રાણપ્રેરક બને તો જન્મ જન્માંતરના ફેરા ટળે જ ટળે.

**તીર્થસંદેશ—**

કવિ 'રેલે' તીર્થમહિમાનો રહસ્યપૂર્ણ સંદેશ આપે છે—

મને મારી શાન્તિરૂપી તર્પણી આપો,
પ્રવાસ કાજે શ્રદ્ધાનો દંડ આપો,
આનંદની ઝોળી આપો, અમરતાનું ભાથું આપો,
સ્વતંત્રતાનું તુંબીપાત્ર આપો,
પ્રભાની કફની અને આશાની અમર વેલ આપો,
આમ હું મારી યાત્રાએ વિચરીશ,
જ્યાં અમૃતના ફુવારા ઊડે છે એવો
રૂપેરી પહાડો ઉપર પરમ સુખની પ્યાલીને ચુમીશ
દૂધ જેવી ડુંગરીઓ પર શાશ્વત તૃપ્તિનું પાન કરીશ,
મારા આત્માને તો ક્યારનીએ પ્યાસ લાગી છે,
પણ પછી તે કદી તૃષાતુર નહિ રહે.

'રેલે'

## સંઘયાત્રાઓ—

આજથી સો વર્ષ પહેલાં આજના જેટલી વાહનની વિપુલતા નહોતી, રેલગાડી, મોટર અને એરોપ્લેનના જમાનાની કલ્પના પણ તે વખતે નહોતી. દેશાવર જવાનું એક માત્ર સાધન વહાણો હતાં અને વહાણોદ્વારા વેપારો ખેડાતા હતા. તીર્થયાત્રાનો મહિમા તો હતો જ એટલું જ નહિ પણ તીર્થયાત્રા એ જીવનનો એક મંગળમય પ્રસંગ મનાતો. તીર્થયાત્રાથી જીવનની સાર્થકતા મનાતી. એકલા કે કુટુંબ સહિત પણ દૂર દૂરના પ્રદેશમાં આવવું દુષ્કર હતું. રસ્તા પણ ભયજનક હતા. પૂર્વાચાર્યોએ તીર્થયાત્રા માટે સંઘની ઉત્તમ પ્રણાલી પ્રરૂપી અને દૂર દૂરના દેશોથી પગે ચાલીને છ'રી' પાળતો સંઘ, હજારો યાત્રિકોને અનેક જાતની ખાવા-પીવા, સૂવા, બેસવાની તેમજ ધર્મક્રિયા કરવા વિગેરેની બધી અનુકૂળતા આપતો નીકળતો અને તેવો સંઘ કાઢી આવનારને તીર્થમાળ પહેરાવી સંઘવીનું બિરૂદ અપાતું.

એ સંઘોથી અનેક લાભો પણ થતા, હજારો સાધારણ સ્થિતિના ભાઈ બહેનો આર્થિક દૃષ્ટિએ યાત્રા ન કરી શકનારને યાત્રાનો લાભ મળતો. એકલા ન નીકળી શકનારને મોટા સમૂહનો સંગાથ રહેતો, સંઘવીને હજારો પોતાના સ્વામી ભાઈઓની ભક્તિનો લાભ મળતો. રસ્તાના અનેક ગામોનો પરિચય થતો. ગામે ગામના મંદિરોની યાત્રા થતી. ગામે ગામના લોકોની પરિસ્થિતિનો અભ્યાસ થતો. રસ્તામાં અનેક વાવ, કૂવા, તળાવ, મંદિર, ઉતારા, ઉપાશ્રય, ધર્મશાળા,

ગૌશાળા, પાઠશાળા વગેરે જરૂરી ધર્મસ્થાનોની યોજના થતી. સાથેના મુનિરાજોના ઉપદેશનો સતત લાભ મળતો. ખુલ્લી હવા, પગપાળા પ્રવાસ, ગામેગામના હવા પાણીનો લાભ, સમૂહ જીવનનો આનંદ, નિવૃત્તિવિનોદ અને જીવનમાં શાંતિ તથા સંયમ વિગેરેનો લાભ—આ સંઘવ્યવસ્થાથી જે રીતે મળતો તે આજે આપણે વર્ષમાં દસ વીસ યાત્રા કરવાથી પણ નથી મેળવી શકતા.

આવા સંઘોની પ્રણાલિકા જૈન સમાજમાં વિશિષ્ટ પ્રકારની અને સર્વોત્તમ છે. આવા સંઘો હજારો હજારો યાત્રિક ભાઈઓ અને બહેનો, ગુરુમહારાજો, દેવસ્થાનો, વ્યવસ્થાપકો, ગાડી અને ઘોડાઓ, વાહનો અને રથો વગેરેથી શોભતા, ગામેંગામના દર્શન કરતા અને ધર્મનો ઉદ્યોત કરતા વારંવાર નીકળતા અને આજે પણ નીકળે છે.

મહાન મંત્રીશ્વર વસ્તુપાળ અને વીર સેનાપતિ તેજપાળ, જાડવશા, કરમાશા, બાહડ મંત્રી, પેથડશા અને તેમના પુત્ર ઝાંઝણશા આદિના સંઘો ઈતિહાસપ્રસિદ્ધ છે.

એ સંઘો જૈન સમાજની એક વિશિષ્ટતા છે. તીર્થસલિલનો સાચો લાભ તો એવા સંઘોથી જ મળે છે. આજે આપણે પ્રવૃત્તિમય બની ગયા. ઘડીની નવરાશ રહેતી નથી. પેદાશ તો હોય તે ખરી પણ આપણે તીર્થયાત્રાનો મૂળમંત્ર આત્મશુદ્ધિ, આત્મશાંતિ ન ભૂલીએ તો જીવન ધન્ય બની રહે.





# શત્રુંજયગિરિની—સંસિદ્ધિ

સૂર્યસમ કાંતિવાન, ત્રિલોકના નાથ, પૃથ્વીને પાવન કરતા, ભવ્યજીવોરૂપ કમળોને વિકસિત કરતા શ્રી ઋષભદેવ ભગવાન શત્રુંજય ઉપર અનેક વાર પધાર્યા છે. શત્રુંજયની વનશ્રી સોળે કળાએ પ્રફુલ્લ અને પ્રચુર ખીલેલી રહેતી. કલ્પવૃક્ષ, પારિજાત, સંતનક, હરિચંદન, લવિંગ, ચારોળી, આમ્રવૃક્ષ, ચંબેલી અને અશોકવૃક્ષના લીલમ લીલાં ઝુંડવડે પર્વતોનો રાજા શત્રુંજય મનોહર અને અનુપમ સૌંદર્યરાશિ શોભતો હતો. શત્રુંજયની ગિરિમાળાઓ નાળીએરી, નાગરવેલ, કેળ, સલ્લકી, સોપારી અને શાળનાં વૃક્ષોથી હરીભરી દેખાતી હતી. શિખરોના સુવર્ણ કલશોના ઝગમગાટ મનોરંજક હતા, મંદિરોના નગરસમા ગિરિરાજની શોભા અંતરિક્ષને ચિત્રવિચિત્ર રંગોથી ભરી દેતી હતી. ઝરણાંઓ, સરિતાઓ, કુંડો, સરોવરો અને વાપીઓ સમૃદ્ધિના સ્વચ્છ નિર્મળ જળથી ગિરિરાજ અપૂર્વ આહ્લાદજનક દેખાતો હતો. જળાશયોના વિકસિત કમળોના હાસ્યથી સ્વર્ગની શોભાને એ પર્વતરાજ હસી

રહ્યો હતો. કિન્નર-કિન્નરીના યુગલો કલ્પવૃક્ષની મીઠી મધુરી છાયામાં આદીશ્વર ભગવાનના દર્શન કરી જન્મજન્માંતરને સફળ કરતા હતા.

દર્શનમાત્રથી જગતના તમામ જીવોને પવિત્ર કરનાર, સ્પર્શમાત્રથી પાપ-પુંજને બાળી દેનાર, પૂજન અર્ચનથી કર્મનાં દળો વિદારનાર, સ્તવનગાનથી આત્મશુદ્ધિ અર્પનાર અને તપશ્ચર્યા તેમજ ઉચ્ચ ભાવનાથી મોક્ષના ચિરંતન સુખો આપનાર એ ગિરિવર દિવ્ય અંજનરૂપ છે.

ગાંધર્વો, સિદ્ધિધરો, વિદ્યાધરો, દેવો, કિન્નરો, દાનવો, મનુષ્યો, પશુઓ અને પક્ષી વગેરે જીવાત્માઓ મોક્ષસુખની અભિલાષાથી શત્રુંજયનું સેવન કરે છે.

સૌરાષ્ટ્રની પુણ્યભૂમિ, તીર્થભૂમિ, ધર્મભૂમિમાં સમુદ્રના રત્નોથી દેદીપ્યમાન, વૃક્ષરાજીથી સમૃદ્ધ, દિવ્ય ઔષધિઓથી ભરપૂર, દેવો અને કિન્નરોથી નિત્ય નિત્ય પૂજાતો અને મંદિરોના નગરથી દેદીપ્યમાન શ્રી શત્રુંજય જગતના તીર્થોમાં મહાન પ્રભાવક અને ચમત્કારથી યુક્ત પાદલિપ્તપુર નગરમાં આકાશના લાખ લાખ તારકોમાં ચંદ્ર શોભી રહે તેમ શોભી રહ્યો છે. તે ગિરિવરનું માહાત્મ્ય અપૂર્વ છે. પુણ્ય-પુંજનું તે ધામ છે. ભાવનાશાળી ભવી જીવ ક્ષણમાત્રમાં મોક્ષસુખ પ્રાપ્ત કરી શકે છે.

શત્રુંજયના દક્ષિણ ભાગમાં શત્રુંજયા નામની પવિત્ર નદી છે. તે માહાત્મ્યવાળા જળથી ભરપૂર છે, તેનું પાણી તીર્થ-સલિલ હોવાથી સર્વ રોગોને હરનારું, સુગંધીદાર, ચમત્કારી,

દિવ્યાંજન જેવું અમૃત તુલ્ય છે. ગંગા–જમના અને સિંધુ નદીના દેવતાઈ જળથી પણ વિશેષ ફળદાયી છે. તે પવિત્ર જળમાં સ્નાન કરવાથી સઘળાં પાપોનો નાશ થાય છે. શત્રુંજયામાં કમળના પુષ્પો હોવાથી શત્રુંજયા તીર્થના મસ્તકની મનોહર વેણી હોય તેમ દેખાય છે. ગંગાની જેમ પૂર્વ દિશામાં વહન થનારી છે. અત્યંત પુણ્યની પૃથ્વીરૂપ, નાના પ્રકારના ધરાને લીધે માહાત્મ્યવાળી તથા કુતુહલ પ્રકટાવનારી છે. શત્રુંજયા, જાન્હવી, પુંડરિકિણી, પાપકષા, તીર્થભૂમિ તથા હંસી એવા વિવિધ નામોથી તે પ્રસિદ્ધ છે. ગિરિરાજ શત્રુંજયની આસપાસ એક વખત શત્રુંજી, તાલ-ધ્વજી, ઐન્દ્રી, નાગેન્દ્રી, કપર્દિકા (કેરી), યમલા, યક્ષાંકા, બ્રાહ્મી, માહેશ્વરી, ભદ્રા (ભાદર) અને સાભ્રમતી, શત્રુલા, વરતોયા તથા જયંતિકા એ ચૌદ મોટી નદીઓ નિર્મળ જળ-તરંગો ઉછાળતી વહી રહી હતી.

સમુદ્રના તરંગો શત્રુંજય ગિરિરાજનાં ચરણો પખા-ળતાં હતા.

શત્રુંજયાનું જળ તેજ તથા યશને પ્રાપ્ત કરાવનાર છે. તે જળના માહાત્મ્યથી ભૂત, પ્રેત તથા વાતપિત્તનો રોગ આદિ ટળે છે. તે જળની ખૂબી એ છે કે તે જળમાં જંતુ ઉત્પન્ન થતાં નથી.

એટલે આ શત્રુંજય તીર્થ કામક્રોધાદિક અંતરંગ શત્રુઓનો નાશ કરનાર, સર્વ પાપ હણનાર અને મુક્તિનું રમણગૃહ છે. તે કામકુંભ સરખા સર્વ કલ્યાણનું કારણ અને મોક્ષ સુખનો દાતા છે.

જ્યારે ચોવીશ તીર્થંકરો મોક્ષે જશે, અને ધર્મનો હ્રાસ થતો દેખાશે ત્યારે આ શત્રુંજય તીર્થ સર્વ જીવોના કલ્યાણને કરનારું થશે.

જેઓ આ તીર્થનું દર્શન, સ્પર્શન, ચિંતન, કીર્તન, મનન અને ધ્યાન કરશે, તેઓ થોડા જ સમયમાં કર્મદળોને વિદારી અજરામર થવારૂપ પુણ્યને ઉપાર્જન કરશે.

શત્રુંજય તીર્થમાં અનેક તીર્થંકરો પધારેલા છે એથી એ તીર્થ મહિમાવાન અને પવિત્ર છે. શત્રુંજયના તીર્થમાં અનેક તીર્થંકરો સિદ્ધિને પામ્યા છે, તેમ અસંખ્ય મુનિવરો પણ સિદ્ધિ પામ્યા છે; તેથી તે તીર્થ સિદ્ધભૂમિ ગણાય છે.

ભવ્ય જીવો! તમારા હાથમાં ચિંતામણી રત્ન આવ્યું છે તો પછી દીનતા શા માટે? સૂર્યનો ઉદય થવાથી અંધકારનો ભય જ શાનો? મેઘની વૃષ્ટિમાં દાવાનળથી વન કેમ બળી શકે? અગ્નિ સમિપ હોય તો શીતનો ભય શા માટે? કેસરીસિંહ હોય ત્યાં હરિણથી ડરવાનું શાનું? ગરુડનું અવલંબન કરનારને સર્પ શું કરી શકે? આંગણામાં કલ્પવૃક્ષ પછી કમીના શાની? તેમ તીર્થાધિરાજ શત્રુંજય સમીપ હોય તો દુઃખ, દર્દ, દારિદ્ર, દુર્ગતિ, શોક, રોગ અને પાપ આવે જ કેમ?





# ગિરિનગરનું ભવ્ય દર્શન.

પર્વત ઉપર જતાં બે ભાગ દેખાય છે. બન્ને ૩૮૦ ગજ લાંબા છે અને સર્વત્ર મંદિરમય દેખાય છે. મંદિરોના જુદા જુદા સમૂહને ટૂંક કહે છે. દરેક ટૂંકમાં એક મુખ્ય મંદિર અને બીજા અનેક નાના નાના મંદિરો હોય છે. અહીંની પ્રત્યેક ટૂંકને એક મજબૂત કોટ હોય છે અને એક એક કોટમાં બે ચાર દરવાજા પણ હોય છે.

પર્વતના કોઈપણ ભાગમાંથી ઊભા રહીને તમે જુઓ તો હજારો મંદિરોનું બહુ જ સુંદર, દિવ્ય અને આશ્ચર્ય-જનક દૃશ્ય દેખાય છે.

આજે જગતમાં ભાગ્યે જ એવો કોઇ પર્વત હશે જેના ઉપર આવાં પાસે પાસે અગણિત અને બહુમૂલ્ય મંદિરો આવી રહ્યાં હોય. આ મંદિરોનું નગર કહેવાય છે તે યથાસ્થિત છે. પર્વતના બહારના પ્રદેશોના દૂરદૂરના દૃશ્યો પણ રમણીય અને આનંદપ્રદ દેખાય છે.

નિર્મળ આકાશ અને પ્રકાશિત ચમકતા સૂર્યના અજવાળામાં શત્રુંજય પર્વતના શિખર ઉપરથી પશ્ચિમ દિશા તરફ દૃષ્ટિ દોડાવતાં શ્રી નેમિનાથ ભગવાનની તપોભૂમિ શ્રી ગિરનાર પર્વતના રમ્ય શ્યામવર્ણના આકાશ સાથે વાતો કરતા શિખરો દેખાય છે. ઉત્તર દિશા તરફ નષ્ટ-ભ્રષ્ટ થયેલા પ્રાચીન વલ્લભીના અવશેષો તરફ અંજલિ આપવા નજર દોડે છે અને શિહોરની આસપાસના પહાડો પાસે જ આવેલા દેખાય છે. પાલીતાણા શહેરના સ્ટેશન સુધીના રમણીય મકાનો, સ્વચ્છ રસ્તાઓ અને વિવિધ રંગી પુષ્પોથી ખીલી ઉઠતાં બગીચાઓ અને હવામહેલ, પાવર-હાઉસ, દિગમ્બર ધર્મશાળા, ઓવન બ્રીજ, જન નગર અને આગમ મંદિર આદિ દર્શનીય સ્થાનો એવાં તો નાન-કડાં અને રૂપાળાં લાગે છે કે દૃષ્ટિને આનંદ અને આરામ મળે છે.

જરા દૃષ્ટિ ફેરવતાં રૂપેરી જલપ્રવાહથી ભરી ભરી શત્રુંજયી નદી, તેનો વાંકોચૂંકો પ્રવાહ, વિશાળ પટ અને નાના મોટા ખેતરોના ખેતરો જોઈને હર્ષ થાય છે. સામે જ તાલધ્વજગિરિના ધવલ મંદિરોની ઝુલતી અનુપમ તોરણ-માળ રમણીય દૃશ્યો ખડાં કરે છે. સ્વચ્છ હવામાન હોય તો ગોપનાથ અને પ્રાચીન મધુમતી—મહુવાની ભૂમિને પખા-ળતી ઉછળતા સમુદ્રની લહેરો જોતાં આંખો ધરાતી નથી.

પર્વત પરના મોટા કોટમાં પ્રવેશને માટે માત્ર બે જ મોટા દરવાજા બનેલા છે. કોટમાં પ્રવેશતાં જ એક ચોકની



# પ્રાચીન મંદિરો ને ટૂંકો

આજે જે ટૂંકો, મંદિરો, મૂર્તિઓ, દેવકુલિકાઓ, વિસામા, કુંડો અને પવિત્ર સ્થાનો છે તે સિવાય બીજાં ઘણાં સ્થાનો શત્રુંજય ગિરિરાજને શોભાવતાં હતાં. એ મંદિરો ઐતિહાસિક કળાના નમૂના હતાં. પણ મુસલમાન રાજ્યમાં મંદિરોને લૂંટવા અને તોડવાનો જે સમય હતો તે વખતે ઘણાખરા મંદિરોનો ધ્વંસ થયો હશે તેમ લાગે છે. ઉપરાંત જીર્ણોદ્ધાર સમયે મૂર્તિઓ અને મંદિરોના નામો બદલાયાં હોય તેમ લાગે છે.

સં. ૧૬૬૯ માં પં. શ્રી દેવચંદ્રજીએ યાત્રા કરીને 'શ્રી શત્રુંજય તીર્થ પરિપાટી' લખેલ છે તેમાં આજના મંદિરો ને ટૂંકો સિવાય નીચે પ્રમાણે ઉલ્લેખો મળી આવે છે.

પાલીતાણા ગામ લલિતાસર નામના સરોવરને કિનારે વસેલું હતું. એ લલિતાસર છ માઇલ મોટું હતું. મંત્રીવર્ય વસ્તુપાળ-તેજપાળે તે બંધાવ્યું હતું. એવું જ

એક અનુપમા સરોવર પણ બંધાવ્યાનો ઉલ્લેખ છે. આ સરોવરની તળાવની પાળે શ્રી વીરપ્રભુનું અને ગાસમાં નેમિનાથનું મંદિર હતું. જામવાળીના દરવાજા બહાર ગોડીજીના પગલાં છે. તેમજ રણશી દેવરાજની ધર્મશાળા પાછળ આ સરોવરની ભેખડ તથા તેને કાંઠે પગલાં સાથે દેરી છે. ઉપરાંત કંકુબાઈની ધર્મશાળા પાસે વિજયતળાટીનો ઓટલો પ્રભુની ચરણપાદુકા સાથે વિદ્યમાન છે.

નીચેના નામો ને મંદિરો આજે દેખાતા નથી, મોદહાવસહી, ટોટરાવિહાર, નેમિનાથનું મંદિર, ગિરનાર રચના, જયમલ્લપ્રાસાદ, તેજપાળ મંદિર, તિલકાતોરણ, સ્વર્ગારોહણપ્રાસાદ, ધર્મસિંહવિહાર, લાઘુવસહી, સિંહનાદપ્રાસાદ, નરસિંહવિહાર (પેથડશાના ભાઈનો બંધાવેલ), વેશ્યાવસહિ, (આ આશ્ચર્યજનક નામ છે) ઈંદ્રમંડપ, (વસ્તુપાળ તેજપાળનો બંધાવેલ), શામ્બપ્રદ્યુમ્ન, અંબી, ઘોડા ચઉકી, ગઉખ મઠ, પેથડ દેઉલ, નંદીસર, પાવડી સમળીવિહાર, દેસલવિહાર, ખોખાવસહી, સોખલવસહી.

આ સ્થાનો પુરાતત્ત્વના અભ્યાસી અને સ્થાપત્યના જાણકાર શોધી કાઢે તો અનેક ઈતિહાસના પૃષ્ઠો સોનેરી બની શકે.

આપણને જાણીને વિશેષ આનંદ થશે કે સુપ્રસિદ્ધ લોકકથા **સદેવંત સાવળીંગા** પાલીતાણામાં સર્જાઈ છે.

પાલીતાણામાં દરબારગઢની પાછળના ભાગમાં સાવળીંગાની મોટી વાવ છે અને પાલીતાણામાં સાવળીંગાનો ગરબો

ગવાય છે. જે કાલિકામાતાના મંદિરમાં સાવલીંગા અને સદેવંતનું મિલન થયું હતું તેના અવશેષ મળતા નથી પણ તે કાળબળની દૃષ્ટિએ ધ્વંસ થયું હોય તેમ લાગે છે. સાવળીંગા એક જૈન શ્રીમંતની પુત્રી હતી તે વાત પણ ઐતિહાસિક છે. વિદ્વાન સુપ્રસિદ્ધ લેખક જેઈમ્સ ટોડના પ્રવાસ વર્ણનમાં આ લોકકથાનો ઉલ્લેખ છે.

## પર્વતો પણ ખસે છે.

આશ્ચર્યજનક વાત છે કે પહાડો પણ પૃથ્વીના પડ ઉપર ખસવા લાગ્યા છે. હમણાં જ તા. ૧૯–૧૧–૪૫ ના રોજ નેશનલ ઈન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સના અધ્યક્ષ મી. ડી. એન. વાડીયાએ એક ભાષણમાં જણાવ્યું કે પૃથ્વીના તળની મજબૂતાઈ અને નબળાઈના કારણે પર્વત ખસી રહ્યા છે.

તેઓએ જણાવ્યું કે પૃથ્વીનું પડ ૭૦ માઈલ જેટલું જાડું છે. હિમાલયનું વજન ઊંચકી શકે તેમ છે. પણ સતત દબાણને લીધે તે નમે છે. વળી પર્વતોની હારમાળા પોતાની ગતિએ ચાલે છે. પંજાબમાંના મીઠાના પહાડોએ મેદાન પર ૨૦ માઈલની મુસાફરી કરી છે.

જર્મન વિજ્ઞાની વેન્જરના શબ્દોમાં શ્રી વાડીયાએ જણાવ્યું કે અગાઉ તમામ ખંડો એક બીજા સાથે જોડાયેલા હતા અને આ ખંડો દર સો વર્ષે ૪૦ થી ૪૫ મીટર દૂર ખસી રહ્યા છે.

આ ઉપરથી એમ માનવાને કારણ છે કે શત્રુંજય પર્વત પણ વલ્લભીપુરથી ખસી ધીમે ધીમે આજના સ્થાને આવ્યો હોય તો તેમાં નવાઈ જેવું નથી.

## શત્રુંજયમાં ગુફાઓ.

કહેવાય છે કે શત્રુંજયથી તાલધ્વજ સુધી તથા છેક ગિરનાર સુધીની ગુફાઓ હતી. એ ગિરિગુફાઓ શાંતિ ને સાધનાના ધામ ગણાતી અને સાધુ, સંતો, યોગી પુરુષો આવા સ્થાનમાં રહી યોગની સાધના કરતા હતા.

શત્રુંજયના પાછળના ભાગની ખીણોમાં, સાણાના ભોંયરા તથા ગિરનારની ગુફાઓ અને ઓસમની પાંડવ ગુફાઓમાં માઈલો સુધી ભોંયરાં છે. તેમાં રસ્તાઓ, અંજવાળી અંધારી ગુફાઓ અને કેડીયો મળી આવે છે

## ગિરિરાજની ગૌરવ ગાથા

હિંદુસ્તાનમાં ચારે તરફથી—સિન્ધુ નદીથી તે પવિત્ર ગંગા સુધી અને હિમાલયના હિમમય મુકુટધારી શિખરોથી તે કન્યાકુમારી સુધીમાં એક પણ નગર એવું નહિ હોય, જ્યાંથી એક અથવા બીજી વેળાએ પાલીતાણા તીર્થને વિરાજમાન કરનાર મંદિરોને ધનસમૃદ્ધિની ભેટ ન મળી હોય

× × ×

શત્રુંજય ખરેખરો પૂર્વભૂમિની અદ્‌ભૂત કથાના એક કલ્પિત ગિરિનગરની ઘટિત રીતે ઉપમા આપી શકાય તેવો છે:

તેના રહેવાસીઓ જાણે એકાએક આરસની મૂર્તિઓ બની ગયાં હોય અને અપ્સરાઓના હાથ સર્વ સ્વચ્છ અને ચકચકિત રાખતા હોય તેમજ સુગંધીવાળા પદાર્થોના ધૂપ કરતા હોય તેમજ તે અપ્સરાના સુસ્વરો દેવના ભક્તિભર્યા ગીત ગાઈને હવાને ભરી દેતા હોય એવો ભાસ થાય છે.

× × ×

શત્રુંજય ઘણું જ પ્રાચીન અને જૈનધર્મનું અતિ પવિત્ર ધામ છે. સર્વ તીર્થ કરતાં એ અગ્રેસર ગણવામાં આવ્યું છે. નિરંતર શાંતિ અને એકાગ્રતાદાયક સુખસ્થાન ગણાય છે. મુમુક્ષુઓનું મહામંદિર મનાય છે. અંગ્રેજોના પવિત્ર અચોનાની જેમ દુનિયાના નાશના સમયે પણ એ ગિરિવરનો નાશ થવો સરજ્યો નથી એમ કહેવાય છે.

ઓનરેબલ અલેકઝાન્ડર કીન્લોક ફાર્બસ.
( રાસમાળા )

## યાત્રિકોની અનુકૂળતા—

જૈન તીર્થો યાત્રાળુઓની તમામ જાતની અનુકૂળતા માટે ઘણી જ સુંદર સગવડો રાખે છે. તેમાં ખાસ કરીને પાલીતાણામાં સિદ્ધક્ષેત્રના દર્શને હજારો યાત્રિકો આવતા હોવાથી લગભગ બધી જાતની સગવડો રાખવામાં આવી છે.

**ધર્મશાળાઓ**—ઉતારા માટે ૪૦ જેટલી નાની મોટી ધર્મશાળાઓમાં નાના મોટા કુટુંબોને ઉતરવાની સગવડ છે. ગાદલાં, ગોદડાં અને વાસણો પણ હોય છે. જે યાત્રાળુઓને વાસણ, ગાદલાં, ગોદડાંની સગવડ ન મળે તેઓ માટે શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી સુંદર વ્યવસ્થા છે.

**ભોજનશાળાઓ**—જે ગૃહસ્થોએ રસોઇ બનાવવી હોય તેઓને માટે ધર્મશાળાઓની આસપાસ મોદીખાનાની

દુકાનો છે અને ત્યાંથી બધો સરસામાન મળે છે. ભોજનશાળામાં જમવું હોય તો ભોજનશાળાઓમાં વ્યવસ્થા છે. પહેલેથી ખબર આપવાથી મિષ્ટ ભોજન માટે પણ વ્યવસ્થા થઈ શકે છે

**વાહનો**—સ્ટેશનેથી આવવા જવા માટે. તલાટીએ જવા આવવા માટે ઘોડાગાડીઓ બહુ વ્યાજબી ભાવે મળે છે. ગાડીના આઠ આના લગભગ બેસે છે અને ચાર જણ તેમાં બેસી શકે છે. તલાજા, કદંબગિરિ કે મોખડકા જવા માટે પણ ઘોડાગાડીઓ મળી રહે છે. બળદગાડીઓ પણ મળી રહે છે.

**દવાખાના**—યાત્રાળુઓની અનુકૂળતા માટે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી જશકુંવરની ધર્મશાળામાં ઔષધાલય છે તેમાં સવાર-સાંજ બન્ને વખત દેશી દવા મળે છે. જૈન સેવાસમાજ તરફથી એક દવાખાનું શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી સામે છે. ત્યાં ડોકટરની વ્યવસ્થા છે, વીઝીટે ડોકટરને બોલાવી શકાય છે અને અંગ્રેજી દવા, ઈન્જેકશન વગેરેની સારી વ્યવસ્થા છે.

આ ઉપરાંત બે ખાનગી દવાખાના છે તેમજ એક રાજ્યનું મોટું હોસ્પીટલ ખુશાલભુવનની સામે જ છે.

**ગિરિરાજના ભોમિયા**—શત્રુંજયના તીર્થદર્શન માટે જેમ આ પુસ્તક સુંદર માર્ગદર્શન આપે છે તેમ અહીં પાલીતાણામાં લાંબા સમયથી બારોટ લોકો ગિરિરાજના ભોમિયા તરીકે સુંદર કામ કરે છે. યાત્રાળુઓને તે અનેક જાતની માહિતી આપે છે અને શત્રુંજય ઉપર સાથે આવે છે. ધર્મશાળામાં પણ રહે છે અને નાના મોટા કામોમાં ઉપયોગી નીવડે છે.





# યુગ-યુગાન્તરનાં દર્શન

[ કવિસમ્રાટ ન્હાનાલાલનો મણિમહોત્સવ ચાલતો હતો તે વખતે તેઓશ્રી સોનગઢ આવ્યા હતા. મે. દિવાન સાહેબશ્રી મૂળરાજસિંહના સ્નેહભર્યા આગ્રહથી અને પાલી-તાણાની પ્રજાની વિનંતિનો સ્વીકાર કરી કવિરાજ તારીખ ૧૪-૯-૩૯ ના દિવસે પાલીતાણા આવ્યા અને તેઓશ્રીની આર્ષવાણીમાં યુગયુગાન્તરના દર્શન કરાવ્યા તેને આજે આપણે ફરીથી યાદ કરી કવિના સ્વર્ગસ્થ આત્માને અંજલિ આપીએ. ]

કનકસેનનો ચાવડાસંઘ વલ્લભીને ઘાટે ન્હોતો પડ્યો, ચન્દ્રગુપ્તનું મૌર્યકુલ ગિરિનગરની તળેટીમાં ન્હોતું પથરાયું; એ પૂર્વના યુગનું કોક પ્રભાત ઊગ્યું છે, અને શત્રુંજયના ગિરિપગથારે દેવનાં તેજ ઢોળી રહ્યું છે ઉદય થઇ ગયો છે, પણ સ્હવારનો પ્રહર જાગ્યો નથી, આગલી સન્ધ્યાએ તળેટીની એક વૃક્ષછાયામાં આ ભૂમિની મહેમાની માણેલો એક અતિથિ કીડીને વેગે પણ સિંહના આત્મનિષ્ઠ પગલે, આ ગિરિરાજની કેડીએ ચડે છેઃ જાણે ફૂંકી ફૂંકીને પગલા ભરતો ન હોય. તેજની પાંખો જેવું એનું પીળું તેજસૂ વસ્ત્ર છે, પદ્મપાંખડી સમા એના અડવાણા પાય છે, દેહના ને આત્માના આધાર

સમો એનો ધર્મદંડ છે, ધર્મના અરીસા સામે એનો મુખચન્દ્ર છે. એનો દેહ આત્માનિષ્ઠ છે, આત્મા દેહનિષ્ઠ છે. ઊંચે ને ઊંચે એનો પ્રયાણમાર્ગ છે, જાણે આભને આરે જઈને ઊભશે કે શું ? કાલે સાયંકાળે એ તળેટીનો અતિથિ હતો. આજ મધ્યાહ્ને એ શિખરનો મહેમાન થશે. સિદ્ધાચળે ચ્હડી, તપશ્ચર્યા કરી, પછી તો અનેક સિદ્ધો સિદ્ધિને પામેલા છે. આ સાધુ હતા સિદ્ધાચળે ચ્હડનારા તપશ્ચર્યાથી પ્રથમ સિદ્ધ. એમની પગલી પગલીએ સિદ્ધાચળ પવિત્ર થતો કે સિદ્ધાચળને સ્પર્શે સ્પર્શે એ પાવન થતા એ પણ ત્યારે તો ઊકેલવાનો એક ધર્મકોયડો હતો.

એ સાધુવર કાંઇક શોધતા હતા. સાગરદર્શને જવાને એમણે પાટલીપુત્રેથી પરિયાણ કીધાંહતાં. વર્ધમાનપુરી વટાવી, વલ્લભીની ખાડીઓ ઓળંગી, વલ્લભીથી એ ગિરિનગરના વટેમાર્ગુ હતા. માર્ગે સિંહપુરનું ગિરિમંડળ વીંધીને તરશિંગડાની છાયા ઝીલતા ઝીલતા, એ સિદ્ધાચળે આવ્યા હતા. એમણે મહાકાય હિમાલયને દીઠો હતો, પણ લલાટ વચ્ચેના ચન્દ્રક જેવા સોરઠનાં ડુંગરાઓ નીરખી એ ઓર આનંદ અનુભવતા. મહાસાગરની વાટના એ વટેમાર્ગુ હતા. જીવનમાંથી ખોયેલું કંઈક પ્રકૃતિમાંથી એ શોધતા હતા. બ્રહ્મસૂત્રોનાં પ્રથમ સૂત્ર **અથાતો બ્રહ્મજિજ્ઞાસા** નાં બ્રહ્મતેજ એમની કીકીઓમાં ઝળકતાં હતાં. યુગયુગાન્તરનાં એ દર્શન વાંછતાં હતા.

દિશાઓને શોધતા શોધતા તે ચ્હડતા હતા. પર્વતની પ્રથમ ઘાટીએ ચ્હડી રહ્યા. હાથીના કુંભસ્થળ શી બીજી

વાટી એમણે ચડવા માંડી. સિદ્ધાચળને શિખરે ત્યહારે ન હતા મન્દિર કે મુગટ, ત્યહારે ન હતા ધૂપ કે કેશરચંદનના સુગન્ધ. ગિરિરાજ સ્વયં કુદરતનું મહામંદિર હતું, તરુવરો મુગટ હતા, ગિરિફૂલડાં અને ગિરિઔષધિઓ ઢોળતાં'તાં ધૂપ-કેસરનાં સુગન્ધ. એ ચડતાં જાય ને વાતાવરણ નિર્મળું ને પારદર્શક થતું જાય. આદીશ્વર ભગવાનનું આજ મન્દિર છે એ શિખરની ધારે જઈને સાધુવર ઊભા પૂર્વમાંથી પોતે પધાર્યા હતાં, વલ્લભીથી ગિરિનગર ભણી વિચરતા હતા. પશ્ચિમની ક્ષિતિજપાળે યુગયુગાન્તરનાં દર્શન સાધુવર શોધતા હતા.

આજે છે એટલો સાગર ત્યહારે આઘે ન હતો. ગોપનાથની ભૂશિરને બદલે તળાજાના ડુંગર ખંભાતના અખાતના ને અરબી સમુદ્રના સીમાડા પાડતો. એ હજાર પગલાંની ઊંચાઈએથી એ સાધુવરે પશ્ચિમની દિશામાં દૃષ્ટિ પરોવી. પ્રથમ તો એમણે દીઠી પગલાં નીચે ઢોળાતી રૂપાની રેલ સમી, શત્રુન્જય ગિરિરાજની ભગિની શત્રુન્જયી નદી. ચોકની ડુંગરીઓમાંથી નીસરી તાલધ્વજ તળાજિયા ડુંગરની પ્રદક્ષિણાએ જતી હતી સોરઠના વિશાળા છેલ્લા મયદાનપટના આરા ત્યહાં સાગરમાં ઢળી જતા હતા. ઉપર આસમાનનો પગથાર હતો એવો નીચે ધરતીનો સમધારણ પગથાર પથરાતો. સાધુવરે તળાજિયાના શિખરે જોયું. ત્યાં એક ગરુડરાજ બેઠો હતો; તેણે આકાશ માપવાને ગગનમંડળમાં ઝંપલાવ્યું. ધરતીની વાદળિયા કોર જેવી દરિયાની ઝાલર સાધુવરે દીઠી. વર્ષા સમા છાટાં અને સૈકાઓ સમી ઊર્મિમાળા ત્યહાં ઉછળતી

પણ પેખાતી ન હતી. દરિયો યે ખોબળી ખાડી સમોવડ હતો. સાધુવરે હથેળીની છાજલી કીધી. અને દૃષ્ટિ ઊંડી પરોવી. દરિયાની પાળ પાછળના પાણી એમણે જોયાં, એ પાણીપગથારને બીજા મહાપાણીપગથારમાં વહી જતો જોયો; અને પછી આઘે આઘે, સાગરને ધરતીની ઝૂલો ગુંથાતી હતી ત્યહાં એ સમસ્ત દરિયાવને આસમાનના અંતરમાં સમાઈ જતો દીઠો. એમણે વીતેલાં વર્ષોને જોયાં, સૈકાઓને જોયાં, યુગપલટા જોયા, યુગયુગાન્તરને જોયા, મન્વન્તરને જોયા અને સૌની પાછળ સૃજનપ્રલયની મહાલીલાને જોઇ. સિદ્ધાચળને શિખરે ઊભેલા એ સાધુવરની આંખડીમાં વિરાટ આવીને ઊભો. અનંતા-કાળ એમને અણુપરમાણુ થઇ રહ્યો. જન્મમરણની ભવભુલ-ભૂલામણી એમને રાજમાર્ગ સમી ભાસી. ' નિર્વાણ ', ' મહાનિર્વાણ ', પોકારતા સાધુવરે એ યુગયુગાન્તરનાં દર્શનને દંડવત્ પ્રણામ કીધા. આભના દરવાજા એમને ઉઘડી ગયા.

સજ્જનો ! સિદ્ધાચળના એ પ્રથમ સિદ્ધદેવ ઋષભદેવજી.

એમણે પ્રથમ કીધું એ યુગયુગાન્તરનું દર્શન, તે પછી અનેક સાધુવરોએ કીધું છે, અને સિદ્ધાચળને શિખરે અનન્તા સિદ્ધદેવો થઈ ગયા છે. એ હતા યુગયુગાન્તરના પ્રથમ વટેમાર્ગુ. એમણે વાટ પાડી અને પુણ્યવાટે પુણ્યશાળીઓ પરવર્યા.





# મહારાજાઓની તીર્થભક્તિ

મહારાજા શ્રેણિક, ભગવાન મહાવીરના પરમ ભક્ત હતા. તેમણે શ્રી શત્રુંજયના જુદા જુદા શિખરો ઉપર જિનાલયો બંધાવ્યાં હતાં. આ પ્રમાણે ગુપ્તવંશના મગધ મહારાજ્યના સમ્રાટ્ સંપ્રતિએ, આર્ય સુહસ્તિમહારાજના ઉપદેશથી ગિરનાર અને શત્રુંજયની યાત્રા કરીને શત્રુંજય ઉપર અને આસપાસના ગામોમાં પણ જિનાલયો બંધાવ્યાં હતાં.

શ્રી શત્રુંજય ઉપર ચૌમુખજી તરફના ભાગને શ્રી મરુદેવા શિખર પણ કહે છે. તેમાં શ્રી શાંતિનાથ પ્રભુનું દહેરાસર તથા મરુદેવી માતાનું મંદિર, સંપ્રતિ રાજાનાં ગણાય છે. આજે જે મંદિરો છે તે જીર્ણોદ્ધાર થયેલાં છે. ગિરનારમાં સંપ્રતિ રાજાની ટૂંક છે.

× × × ×

વલ્લભીપુર એક વખત સમૃદ્ધિશાળી મહાન નગર હતું. ક્રોડાધિપતિઓ અહીં વસતા હતા. વલ્લભીપુરમાં ભવ્ય અને

મનોહર જિનાલયો અને સાત ભંડારો હતા. શ્રી શત્રુંજય તલાટીનું સ્થાન પણ વલ્લભીપુર ગણાય છે. વલ્લભીપુરના શ્રીમંતોએ પણ શ્રી શત્રુંજય ઉપર મંદિરો બંધાવ્યા હશે.

ગ્રહસેન રાજાના વખતમાં શ્રી વલ્લભીપુરમાં શ્રીઋષભદેવ મંદિરની દેશદેશાંતરોમાં એટલી બધી પ્રસિદ્ધિ હતી કે અસંખ્ય યાત્રાળુઓ તે ચમત્કારી પ્રતિમાનાં દર્શનાર્થે આવતા. આ મંદિર નકશીદાર હતું અને બહુ જ વિશાળ હતું. ભૂગર્ભમાં એક ગ્રંથાલય પણ હતું.

વખત જતાં બૌદ્ધ લોકોએ વલ્લભીપુરનો કબજો લીધો. જૈનો નગર છોડી પંચાસર, આબુના ઉત્તરે મારવાડમાં જઇ રહ્યા. એક ભાગ ખંભાત અને ભરૂચ ગયો પણ અદ્વિતીય વિદ્વાન મલ્લવાદી આચાર્યશ્રીએ શિલાદિત્યની કચેરીમાં બૌદ્ધો સાથે વાદવિવાદમાં જીત મેળવી. શિલાદિત્યે જૈન સંઘને વલ્લભીપુર બોલાવ્યો, શત્રુંજય જૈનોને સ્વાધીન કર્યો. એટલું જ નહિ પણ શિલાદિત્યે શત્રુંજયનો ઉદ્ધાર કરવામાં સહાયતા આપી અને તીર્થભક્તિનું દૃષ્ટાંત પૂરું પાડયું.

× × × ×

કનોજના આમ રાજા આચાર્યશ્રી બપ્પભટ્ટસૂરીશ્વરજીના ઉપદેશથી બહોળા સંઘ સાથે યાત્રાર્થે નીકળ્યા. તીર્થશિરોમણિ શત્રુંજયનાં દર્શન કરી આનંદ અનુભવ્યો. જીર્ણ થયેલ ભાગોનો ઉદ્ધાર કરવા પ્રબંધ કર્યો.

× × × ×

મહારાજા સિદ્ધરાજ, સજ્જન મંત્રીની પ્રાર્થનાથી ગિરનારની યાત્રાએ ગયા હતા. સજ્જન મંત્રીએ ગિરનાર ઉપર સિદ્ધરાજના પિતાના નામથી ભવ્ય મંદિર બંધાવ્યું હતું. આ મંદિર અને સજ્જન મંત્રીની કાર્યદક્ષતાથી આનંદિત થઇને આ પ્રાસાદનો સઘળો ખર્ચ રાજ્ય તરફથી આપવા પ્રબંધ કર્યો.

અહીંથી સિદ્ધરાજ, સિદ્ધાચલ તરફ પધાર્યા. શિહોર મુકામ કરી, સિદ્ધાચલ આવ્યા. શત્રુંજય તીર્થની યાત્રા કરી. અહીં પણ તીર્થરક્ષણ અને પૂજન માટે બાર ગામની બક્ષીસ કરી. સિદ્ધરાજના મહામંત્રી આશુક જ્યારે સિદ્ધાચલની યાત્રાર્થે આવ્યા ત્યારે તલાટીમાં છાવણી નાખી હતી, ત્યાં એક વાવ તથા શ્રીનેમિનાથ ભગવાનનું ચૈત્ય બંધાવ્યું હતું. સં. ૧૧૭૯માં શત્રુંજયના ખર્ચ માટે બાર ગામનો પટો સિદ્ધરાજ મહારાજાએ કરી આપ્યાનો ઉલ્લેખ છે.

× × ×

બાહડમંત્રીએ, કુમારપાળના પિતા ત્રિભુવનપાળના સ્મરણાર્થે પાલીતાણાની તળેટીમાં ત્રિભુવનવિહાર બંધાવી, ત્યાં શ્રી સુપાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરાવી હતી. કુમારપાળ મહારાજાએ આ વાત જાણી ત્યારે એ ત્રિભુવનવિહાર જોવાની અને શત્રુંજય તીર્થના દર્શનની ભાવના થઇ, દેશદેશાવરના સંઘોને કંકોત્રી લખાણી.

સંઘમાં આચાર્યશ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજા પરિવાર સહ પધાર્યા હતા. સાધ્વીમંડળ, હજારો શ્રાવક-

શ્રાવિકાઓ, ૭૨ સામંતો, ૨૪ મંત્રીઓ, ૧૮૦૦ શ્રીમંતો, મહારાણી ભોપળદેવી, રાજપુત્રી લીલુગા અને સર્વ સામંતોનો પરિવાર હતો. સંઘ સહિત આનંદપૂર્વક યાત્રા કરી, પોતાના પિતાના સ્મરણમાં બંધાવેલ પ્રાસાદ જોઈ અત્યંત હર્ષિત થયા. હીંગલાજના હડા પાસે કુમારકુંડ બંધાવ્યો, દાદાના મુખ્ય મંદિરે ધ્વજાદંડ, કળશાદિ ચઢાવી પ્રભુ-પૂજાનો લ્હાવો લીધો. તીર્થયાત્રાની યાદમાં કુમારવિહાર નામનું મંદિર બંધાવ્યું, જે હાથીપોળની પાસે આજે પણ છે. આ ઉપરાંત તીર્થસેવા માટે ૨૪ ગામનો પટો કરી આપ્યો

× × × ×

વસ્તુપાળ–તેજપાળે એક વખત ખંભાતનું મંદિર ખીલવવાની દૃષ્ટિએ ખંભાતમાં સ્થિરતા કરી. બે ત્રણ વર્ષ પછી એક વખત સુલતાન મોજુદ્દીનનાં માતુશ્રી કુસીદા બેગમ મક્કાની હજ માટે ખંભાતથી વહાણમાં બેસવા માટે આવ્યા હતાં.

વસ્તુપાલની બુદ્ધિ અને દીર્ઘદૃષ્ટિએ આ તક ઝડપી લીધી. બેગમને પોતાને ઘેર ઉતાર્યાં એટલું જ નહિ પણ પોતાના તરફથી મક્કે બાંધવા માટે આરસનું તોરણ ભેટ મોકલ્યું. મુસાફરી માટે ઉત્તમ વહાણની સગવડ કરી આપી. આ રીતે કુસીદા બેગમ સાથે ઘનિષ્ટ સંબંધ થયો. પાછા આવતાં આઠ–દશ દિવસ આગ્રહપૂર્વક રોક્યાં એટલું જ નહિ પણ તેમને દિલ્હી સુધી પહોંચાડવા સાથે ગયા.

દિલ્હી પહોંચતા જ સુલતાન ચાર ગાઉ સામે આવ્યો. માતાને યાત્રાના કુશળ સમાચાર પૂછ્યા. માતાએ કહ્યું:

'બેટા, દિલ્હીમાં તું અને ગુજરાતમાં તારા જેવો વસ્તુપાલ હતા. મને તો જ્યાં ગઈ ત્યાં આનંદ મંગળ હતાં.'

માતાએ વસ્તુપાલની સેવા–ભક્તિનાં ખૂબ વખાણ કર્યાં અને તે મારી રક્ષા માટે અહીં ખૂદ આવેલ છે તેમ જણાવી તેમને બોલાવવામાં આવ્યા.

બન્ને મળ્યાં, પરિચય વધ્યો. પોતાની માતાના પ્રિય-પુત્ર જેવા વસ્તુપાલને મહેલે તેડાવી સન્માન કર્યું. પહેરામણી કરી અને ગમે તે માગી લેવા આગ્રહ કર્યો.

વસ્તુપાલને ક્યાં સમૃદ્ધિની ભૂખ હતી? તેણે ત્રણ માગણીઓ રજૂ કરી ૧. અમારી અને તમારી વચ્ચે મીઠો સંબંધ જળવાઈ રહે તે માટે ગુજરાતના રાણા સાથે મૈત્રી રાખવી. ૨ હિન્દુ અને જૈન મંદિરોનો નાશ ન કરવો ૩. દિલ્હીમાં કે નજીકમાં એક જિનમંદિર બાંધવા મંજૂરી આપવી.

આ ત્રણે નિઃસ્વાર્થ માંગણીઓ સ્વીકારવામાં આવી. માનપૂર્વક તેમને વિદાય આપી.

સમરાશાએ સં. ૧૩૭૧ માં શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો તેમાં દિલ્હીના બાદશાહની સમ્પૂર્ણ સહાનુભૂતિ હતી.

× × × ×

સમરાશાના પિતા દેશલશા, વૃદ્ધાવસ્થા હોઈ પાટણમાં રહેતા. સં. ૧૩૬૯ માં મ્લેચ્છ સેનાએ ડુંગર ઉપર લક્ષ્મી જ

લક્ષ્મી છે તે સાંભળી ઉપર ચઢી ભાંગફોડ કરી પણ પહેલેથી મૂર્તિઓ વગેરે પાછલે રસ્તેથી પોરમ બેટમાં મોકલી દીધી હતી તેથી બીજું નુકશાન ન થયું.

આ વાતના સમાચાર દેશલશાએ સમરાશાને દિલ્હી કહેવરાવ્યા. સમરાશા તે વખતે દિલ્હીમાં રહેતા. અલ્લાઉદ્દીનનો તેમના ઉપર સારો પ્રેમ હતો. તે સમરાશાને પોતાના સલાહકાર માનતા.

આ સમાચાર સાંભળી, સમરાશા બાદશાહ પાસે ગયા અને "આપણી સેનાએ હિન્દુઓની હજ ભાંગી નાંખી છે અને આ સમાચારથી બાદશાહ જનાબ માટે દુનિયા નિરાશ થઇ જાય, તેથી અત્યંત દુઃખ થાય છે."

સમરાશાનાં આ વચનોથી બાદશાહ ઉપર ઊંડી અસર થઇ. તેણે ભાંગી નાખેલ હજ રાજ્ય તરફથી સમરાવી દઈ ફરી તીર્થ માંડવામાં મદદ કરવા ફરમાન કર્યું.

આ ફરમાન લઇ સમરાશા પાટણ આવ્યા. શત્રુંજયનો તીર્થોદ્ધાર કરવા પોતે આદેશ માગ્યો અને કાર્યની શરૂઆત થઇ ગઇ ગુજરાતના સૂબેદાર અલપખાને સમરસિંહને બધી જાતની અનુકૂળતા આપી અને મોટા સંઘ સાથે આવી સમરાશાએ પ્રતિષ્ઠા કરાવી.

આ ઉદ્ધાર માટે સુંદર મૂર્તિઓ કરાવવા આરાસણની ખાણનો પત્થર જોઇએ તેથી ત્રિસંગપુરના રાજા મહીપાળ દેવને સમરાશા ભેટણું ધરીને મળ્યા અને ફલક-પત્થર માટે માગણી કરી.

મહીપાળ ધર્મપ્રેમી હતો અને આવાં ધર્મકાર્ય માટે ફ્લક આપવામાં પોતાનું ધનભાગ્ય માનીને પોતે જાતે સાથે આવી આરાસણમાંથી માગ્યા કરતાં સવાયું ફ્લક આપવાને હુકમ કર્યો. એટલું જ નહિ પણ આ ફ્લક માટે કર લેવાતો હતો તે આજથી માફ કર્યો.

આ મહીપાળરાજાની મૂર્તિ સમરાશાએ કરાવીને સિદ્ધાંચળમાં એક ગોખમાં મૂકી છે.

× × × ×

બાદશાહ અહમદશાહે જૂનાગઢ અને ચાંપાનેરનો કિલ્લો જીત્યો. રા. માંડલિકને અમદાવાદ લઇ જઈ મુસલમાન કરવામાં આવ્યો. જૂનાગઢનું નામ મુસ્તફાબાદ રાખ્યું. સોનગઢ સુધી થાણાં ગોઠવ્યાં, પણ ૧૫૧૨ ના દુષ્કાળ વખતે હડાળાના શેઠ ખીમા દેદરાણીએ જોઇતું અનાજ પૂરૂં પાડેલું તેથી બાદશાહે ખુશી થઇ જૈનતીર્થોનું રક્ષણ કરવા વચન આપેલું તેથી શત્રુંજયના મંદિરોને જરા પણ અડચણ આવી નહિ એટલું જ નહિ પણ બાદશાહે શત્રુંજયના સંઘમાં સહાનુભૂતિ આપી હતી,

ચિતોડના રાણા સંગ્રામસિંહનાં મંત્રી તોલાશાહે. ચિતોડમાં બે ભવ્ય જિનાલયો બંધાવ્યાં હતાં. તોલાશાહના પુત્ર કરમાશા મંત્રીપદે આવ્યા. એક વખત અમદાવાદના મુજફ્ફરશાહ સુલતાનનો નાનો પુત્ર બહાદુરશાહ રીસાઇને ચિતોડ આવ્યો આ પ્રસંગે મંત્રી કરમાશાએ તેને સંભાળી મોટી રકમની મદદ આપી. એ ઉપરથી સં. ૧૫૮૨ માં

મહમદશાહને ગુજરાતની ગાદી મળી ત્યારે તેણે કરમાશાને બોલાવી તે માગે તે આપવા ઈચ્છા બતાવી.

કરમાશાને તો શત્રુંજય તીર્થના ઉદ્ધારની ભાવના હતી. તેના ઉદ્ધાર અને રક્ષણ માટે અભય વચન આપવા માગણી કરી એટલે સુલતાન બહાદુરખાને પોતાના સોરઠના સૂબા મયાદખાન ઉપર કરમાશાહને શત્રુંજય તીર્થના ઉદ્ધારમાં દરેક જાતની મદદ કરવા શાહી ફરમાન લખી આપ્યું.

આ ઉપરથી તીર્થોદ્ધાર માટે કાર્ય શરૂ કરાવ્યું. સં. ૧૫૮૭ના વૈશાખ વદી ૬ના રોજ શ્રી શત્રુંજય તીર્થોદ્ધાર અને પ્રતિષ્ઠા કર્યાં. આમાં કરમાશાહે સવા કરોડ દ્રવ્ય ખર્ચ કર્યાનો ઉલ્લેખ છે.

× × ×

સં. ૧૬૧૨ માં અકબર બાદશાહ દિલ્હીની ગાદીએ આવ્યો. જૈનાચાર્યશ્રી હીરવિજયસૂરિનો પરિચય સાધવા તેમની ભાવના થઈ. સૂરિજી ગુજરાતમાં હતા. અમદાવાદના સૂબા મારફત તેઓશ્રીને આમંત્રણ મોકલી ફતેહપુર–સીક્રી તેડાવ્યા.

આચાર્યશ્રીની વિદ્વત્તા, પ્રભાવ અને ધર્મ–ચર્ચાથી અકબરને બહુ જ આનંદ થયો ખાસ કરી જૈન સાધુની આકરી રહેણીકરણીથી વિશેષ આકર્ષાયા. તેમને 'જગદ્‌ગુરુ'નું બિરુદ આપ્યું એટલું જ નહિ પણ મોગલ શહેનશાહતની અંદર આવેલા શ્રી સિદ્ધાચળજી, શ્રી ગિરનારજી, શ્રી તારંગાજી, શ્રી કેશરીયાજી, શ્રી આબુ અને રાજગૃહી, સમેતશિખર

વિગેરે જૈનતીર્થો ઉપર જૈનોની સ્વતંત્રતા તથા ચાવચ્ચંદ્ર-દિવાકરને અબાધિત કબજો ભોગવટાનો ખરીતો આપ્યો અને તે સમાચાર શાહેનશાહત તાબાના સઘળા મુલકોના સૂબાઓને મોકલ્યા.

અકબર બાદશાહની પુત્રીનાં લગ્ન પ્રસંગે દેશદેશાવરના ઝવેરીઓ આવેલા. બાદશાહે રમૂજમાં ઝવેરીઓને પૂછ્યું કે–આ હીરાની સાથે સારી કિંમત આંકો જોઈએ. આથી બધા ચકિત થઈ વિચાર કરવા લાગ્યા પણ અમદાવાદના શાંતિદાસ શેઠે ઝવેરાત તોળવાના કાંટામાં એક તરફ હીરો મૂક્યો, બીજી તરફ રતી વાલનાં તોલાં મૂક્યાં. બધા જોઈ રહ્યા. શાંતિદાસ શેઠે ખૂબ વિચાર કરી કહ્યું. બાદશાહ હજૂર આ હીરા કરતાં આપનામાં રતી (બાદશાહી તેજ) વધારે છે. બધા આ જવાબથી ચકિત થઈ ગયા. બાદશાહે રાજઝવેરીનું માન આપ્યું.

તીર્થની સ્વતંત્રતાનો બાદશાહી ખરીતો અકબરે સંઘવતી શ્રી હીરવિજયસૂરિ, તે પછી શ્રી જીતચંદ્રસૂરિને આપેલો

× × ×

બાદશાહ જહાંગીરે સં. ૧૬૬૪ માં તાજું ફરમાન કરી આપ્યું અને તે આચાર્ય વિજયસેનસૂરિ, આ વિજયદેવસૂરિ તથા જાતે પરમાનંદજીને કરી આપ્યું.

તે પછી દિલ્હીની ગાદીએ શાહજહાં આવતાં કોના નામથી ફરમાન કરવું તે પ્રશ્ન થયો. શાંતિદાસ શેઠની શાહી

કુટુંબમાં સારી લાગવગ હતી. અકબર સાથે તો શાંતિદાસ શેઠને એવો ઘનિષ્ઠ સંબંધ થયેલો હતો કે શાહજાદા જહાંગીર તેમને મામા કહેતા. એટલે શાહજહાંન પાસેથી સં. ૧૬૮૯ માં શ્રી શંત્રુજય, શંખેશ્વર, કેસરીયા, અમદાવાદ, સુરત, ખંભાત અને રાંધનપુરનાં દહેરાસરોનો કબજા ભોગવટાનો ખરીતો શાંતિદાસ શેઠના નામનો મળ્યો હતો.

આ ઉપરાંત શાંતિદાસ શેઠની કાર્યદક્ષતાથી ખુશી થઈ બાદશાહ શાહજહાંને તેમને સં. ૧૭૧૩ માં પાલીતાણા પ્રગણું બક્ષીસ આપીને બાદશાહી મહોર સાથે સનંદ કરી આપી હતી એટલું જ નહિ પણ એ સનંદ શાહજહાંના પુત્ર મુરાદબક્ષે તથા તે પછી ઔરંગજેબે પણ શાંતિદાસ શેઠના પુત્ર લક્ષ્મીચંદ શેઠને તાજી કરી આપી હતી.

આ સનંદો આજે પણ મોજુંદ છે.






## દાનશૂર બંધવબેલડી

જગપ્રસિદ્ધ આબુના કળામય મંદિરના સર્જકો, ગુજરાતનાં મહામંત્રીઓ અને જૈન શાસનના જ્યોતિર્ધરોએ શત્રુંજયની યાત્રાના સંઘો કાઢી મહાન લાભ લીધા છે. સં. ૧૨૮૨ માં જે સંઘ આવ્યો હતો તેમાં ૪૫૦૦ ગાડાં, ૭૦૦ પાલખી, ૧૮૦૦ ઉંટ, ૨૧૦૦ મહેતા, ૧૨૧૦૦ શ્વેતાંબરો, ૧૧૦૦ દિગંબર, ૪૫૦ ગંધર્વ, ૩૩૦૦ ભાટ તથા બહોળી રીયાસત હતી.

વસ્તુપાળે લલિતસાગર અને અનુપમા એમ બે મોટાં સરોવરો બંધાવવા ઘણું ખર્ચ કર્યું હતું. આજે તો એ સરોવરોના અવશેષો જોવા મળે છે.

વસ્તુપાળે શ્રી શત્રુંજયનાં પગથિયાં—પાગ બંધાવ્યાનો શિલાલેખ દોલાખાડીની દીવાલે છે. શત્રુંજય ઉપર શ્રી નેમિનાથ અને શ્રી પાર્શ્વનાથનાં ભવ્ય ચૈત્યો તથા ઈંદ્રમંડપ બંધાવ્યાનો ઉલ્લેખ છે.

તેજપાળે શ્રી નંદીશ્વર દ્વીપની રચના કરાવી હતી. શ્રી આદિનાથના મુખ્ય મંદિરની બંને બાજુ શ્રી મંદિરસ્વામીનું તથા નવા આદીશ્વરનું જિનાલય છે, તે મૂળ વસ્તુપાળ–તેજપાળે બંધાવ્યાનું કહેવાય છે.

કહેવાય છે કે–શ્રી વસ્તુપાળ તેજપાળે શત્રુંજયની બાર વખત યાત્રા કરી હતી. સં. ૧૨૯૬ માં વસ્તુપાળે અંતિમ જીવન સિદ્ધાચળની છાયામાં વીતાવવાની ઇચ્છા દર્શાવી અને તેરમી વખત યાત્રાએ નીકળ્યા પણ અંકેવાળીયા પાસે દેહમુક્ત થયા. તેમનાં શબનો અગ્નિસંસ્કાર શત્રુંજયની છાયામાં કરવામાં આવ્યો.

આબુ, શત્રુંજય અને ગિરનારનાં મંદિરો બંધાવવામાં તેમણે ૪૪ કરોડ અને ૩૬ લાખ જેટલું દ્રવ્ય ખરચ્યું હતું.

ધન્ય એ બંધવબેલડી !

## મંત્રીશ્વરની પ્રતિજ્ઞા

મહારાજા કુમારપાળે પોતાના મંત્રી ઉદયનને સૌરાષ્ટ્રના એક માંડલિકને જીતવા માટે મોકલ્યા. વઢવાણ શહેરની પાસે આવ્યા ત્યારે પાસે જ આવેલા શ્રી શત્રુંજયગિરિની યાત્રાની ભાવના જાગી લશ્કરને યથાસ્થાને રવાના કરી મંત્રી યાત્રાએ આવ્યા. દર્શન–પૂજન કરી સ્તવનાર્થે બેઠેલા મંત્રીએ જોયું કે–એક ઉંદર દીપકમાંથી વાટ લઇને પાસે જ મંદિરના પરિઘરમાં છૂપાઇ ગયો. મંદિરનું પરિઘર કાષ્ઠમય હતું, જીર્ણ પણ થવા આવ્યું હતું. મંત્રીએ મનથી નિર્ણય કર્યો કે આ યુદ્ધમાંથી વિજય મેળવી આ તીર્થનો ઉદ્ધાર કરીશ.

શત્રુઓ સાથે ભારે યુદ્ધ થયું. મંત્રીએ વીરતા બતાવી શત્રુનો સંહાર કર્યો, પણ મંત્રીને ઘણા પ્રહારો થવાથી તે ઘાયલ થયા અને અન્તિમ ઘડીઓ આવી :પહોંચી તેમ લાગવાથી પોતાના સેનાનીઓને કહ્યું કે 'હું મારા સ્વામીનું કર્તવ્ય બજાવી જાઉં છું તેથી મને અત્યંત આનંદ થાય છે, પણ પરમ પવિત્ર શત્રુંજય ગિરિરાજના ઉદ્ધારની મારી પ્રતિજ્ઞા પૂરી ન કરી શકવાને કારણે મને દુઃખ થાય છે. ખેર, જેવી ભવિતવ્યતા ! પણ મારા પિતાવત્સલ પ્રિય પુત્રને મારો અન્તિમ સંદેશ કહેશો.'

મંત્રીવર્યના અગ્નિસંસ્કારની ક્રિયા કરીને સૈન્યે પ્રયાણ કર્યું. વિજય અને મંત્રીજીની વીરતા તથા દેહત્યાગના સમાચાર સાથે બન્ને પુત્રો બાહડ તથા અમ્બડને મંત્રીજીનો અંતિમ સંદેશ કહ્યો. બન્ને પુત્રોએ સંદેશ શીરોધાર્ય કર્યો.

શત્રુંજયના ઉદ્ધારની તૈયારી થવા લાગી. બે વર્ષમાં મંદિર તૈયાર થઇ ગયું. પ્રતિષ્ઠાના દિવસની રાહ જોવા લાગ્યા. તેવામાં એકાએક સમાચાર આવ્યા કે પવનના સખ્ત ઝપાટાથી મંદિરમાં ચિરાડ પડી છે. કુમારપાળ મહારાજાની આજ્ઞા લઇ ચાર હજાર ઘોડેસ્વારોની સાથે શત્રુંજય આવ્યા. કારીગરોને પૂછતા જાણ્યું કે મંદિરની અંદર પ્રદક્ષિણાને માટે જવા આવવાનો જે માર્ગ બનાવ્યો છે તેમાં જોરદાર હવાના ઝપાટા લાગવાથી મધ્યભાગ ફાટી જાય છે. વળી શિલ્પશાસ્ત્ર પ્રમાણે જો તે માર્ગ ન રાખવામાં આવે તો મંદિરના નિર્માતાને સંતતિનો અભાવ રહે એવું વિધાન છે.

મંત્રીએ કહ્યું " મને ભલે સંતતિ ન થાય પણ મંદિર એવું અનુપમ અને મજબૂત બનાવો કે કદાપિ ફાટવા-તૂટવાનો ભય ન રહે."

મંત્રીવરનો તીર્થપ્રેમ, ધર્મપ્રેમ તથા ત્યાગ અને પ્રતિજ્ઞાને ભૂરિ ભૂરિ વંદન !

મંદિર તૈયાર થઇ ગયું અને પાટણથી કળિકાળસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય અને મોટા સંઘ સાથે સં. ૧૨૧૧માં અનુપમ પ્રતિષ્ઠા કરી પોતાની અંતિમ પ્રતિજ્ઞાનું પાલન કર્યું. આ મંદિર બનાવવામાં બાહડ મંત્રીને એક કરોડ અને સાઠ લાખ રૂપિઆનો ખર્ચ થયો હતો.

## રત્નોનાં દાન

મહારાજા કુમારપાળ શત્રુંજયની યાત્રાએ સંઘ સાથે આવ્યા એટલે તીર્થમાળા પહેરવી જોઇએ, પણ તીર્થમાળા પહેરનાર માળ પહેરવા માત્રથી કૃતકૃત્ય થતા નથી; પરંતુ માળ પહેરવા પછી સંઘનાં હિત માટે, સ્વામીભાઈના કલ્યાણ માટે તથા શાસનના ઉદ્યોત માટે દિનરાત પ્રયત્નશીલ રહેવું જોઇએ. યથાશક્તિ તો થોડું ઘણું થશે પણ ખંડીયા રાજ્યો ધર્મદ્રઢતાનો લાભ લઈ માથું ઉંચકશે એ દૃષ્ટિએ તીર્થમાળ માટે જેને લાભ લેવો હોય તેને લેવાની ઉદારતા દર્શાવી.

આ વખતે મહુવાના હંસ મંત્રીના પુત્ર જગડુશા પણ આવેલા. જગડુશાના પિતાને પરિગ્રહ-પરિમાણવ્રત હતું. લક્ષ્મી વધવા જ લાગી. એ અઢળક સમૃદ્ધિનો તીર્થસેવા માટે

ઉપયોગ કરવા પ્રતિજ્ઞા કરી. પણ મંત્રી તો પુત્રને પ્રતિજ્ઞાની પૂર્તિ કરવાની આજ્ઞા કરી સ્વર્ગે સિધાવ્યા. આચાર્યશ્રીએ જગડુને તેની યાદ આપી અને તીર્થમાળ પહેરી તીર્થસેવાનો લાભ લેવા ઉપદેશ આપ્યો.

જગડુના આનંદનો પાર ન હતો. મહારાજા કુમારપાળની સમક્ષ પોતાને તીર્થમાળનો લાભ મળે એ અનુપમ ગણાય. તે ગુરુની આજ્ઞા સાંભળતાં બધાના આશ્ચર્ય વચ્ચે આનંદ ઊર્મિથી દોડ્યા અને જ્યાં સ્ત્રીઓનો સમૂહ બેઠો હતો ત્યાં પહોંચ્યો અને માતાનાં ચરણમાં શીર ઝુકાવ્યું. તીર્થમાળનું મુહૂર્ત આવ્યું. બધા શોધવા લાગ્યા. અહીં જગડુ માતાના ચરણ હર્ષાશ્રુથી પખાળી રહ્યો હતો. માતા કહે 'તીર્થમાળ તું પહેર અને તીર્થપતિની ભક્તિનો લ્હાવો લે' જગડુ કહે 'માતાજી, એ તીર્થમાળ તો તમે જ પહેરો મારાં એવાં ભાગ્ય ક્યાંથી કે મારા માતુશ્રી તીર્થમાળ પહેરે તે હું જોઈજોઈને મારું જીવન ધન્ય માનું. મારા પિતાની સમૃદ્ધિનો મારાં ધાર્યા માતાના હાથથી જ ઉપયોગ થાય તેમાં જ મારું કલ્યાણ છે. માળ પહેરવાનો હક્ક મને નથી પણ મારાં માતુશ્રીનો છે. હું તેનો કિંકર છું. મને તો તેમના મંગળ આશીર્વાદ જોઈએ.'

આ વખતે તીર્થસેવા માટે પાંચ બહુમૂલ્ય રત્નો જગડુએ આપ્યા અને મધુમાવતી–મહુવાના નામને ઉજ્વળ કર્યું. મહારાજા કુમારપાળ તો આ તીર્થપ્રેમ જોઇ આનંદ આનંદ પામ્યા. એક એક રત્ન સવાલક્ષ દ્રવ્યનું હતું.

## ભીમા કુંડલીનું ભાગ્ય

બાહુડમંત્રી સંઘ સહિત પાલીતાણા આવ્યા છે. તળેટીમાં વિશાળ તંબુઓ ખેંચાયા છે. 'બાહડપુર' નામનું નાનું ગામ વસી ગયું છે. આસપાસથી ગુજરાતનો સૂબો શત્રુંજયનો ઉદ્ધાર કરવા આવેલ છે. તેવી વાત સાંભળી હજારો માણસો યાત્રાએ આવી રહ્યાં છે. ટીમાણા ગામના ભીમા કુંડળીયાને યાત્રા કરવાની ઈચ્છા થઈ. ઘીની કુંડળી ગામમાં મૂકીને તે શત્રુંજયની તળેટીએ આવ્યો. યાત્રા કરી ભીમો પણ બાહડમંત્રીના દર્શન કરવા ગયો. તંબુઓની પાસે તીર્થભક્તિનો લ્હાવો લેવા ફાળો ચાલતો હતો. ભૂત ભડકામણા વેશવાળા ભીમાને જોઈને કેટલાક યુવાનો મશ્કરી કરવા લાગ્યા. 'કેમ શેઠ ! પાયો પૂરવાનો વિચાર કરો છો કે શું ?' ભીમાએ ભોળા ભાવે જવાબ આપ્યો:– 'ભાઈ ! મારી પાસે તો સાત રૂપા( દામ )ની માયા-મૂડી છે. જો તે આમાં વપરાય તો મારે મન લાખું છે. કહો તો આપી દઉં.'

મશ્કરોમાં તેને બધા બાહડ મંત્રી પાસે લઈ ગયા. 'મંત્રીરાજ ! આ શેઠ પોતાની સાત દામની માયા શત્રુંજય ઉપર ખર્ચવા આવ્યા છે.' મંત્રીને આશ્ચર્ય થયું. પોતાની પાસે ભીમાને બેસારી નામ–ગામ પૂછ્યું. ભીમાએ બે હાથ જોડી કહ્યું કે 'મહારાજ, હું ટીમાણાનો રહીશ છું. આસપાસના ગામડામાં ઘીની ફેરી કરું છું. આપ પધાર્યા છો તે જાણી યાત્રા કરી આપના દર્શનાર્થે આવ્યો છું.

અમારા ગરીબનું શું ગજું પણ મારી માયામૂડી જો આ તીર્થના પાયામાં પડે તો બેડોપાર થઈ જાય. મારી ભૂલ થઇ હોય તો માફ કરશો." બાહડ આ સરલ ભાવના જોઈને મુગ્ધ થઈ ગયો. ભીમાને ધન્યવાદ આપ્યો.

ભીમો ઘેર ગયો એટલે સ્ત્રીને વાત કરી. એટલામાં ગાયે ખીલો તોડાવ્યો ને ભાગી. પત્નીની આંખમાં આંસુ આવી ગયાં કે—આ ગાય પણ ચાલી. જુઓ તો ખરા, પણ જ્યાં ખીલા પાસે જાય તો ધનનો ચરૂ દેખાયો. તે લઈને ગયો બાહડમંત્રી પાસે. મંત્રી તો આ હકીકત જાણી આનંદિત થયા. ભક્તિનું ફળ તાદૃશ જોઇને તેમની શ્રદ્ધા વધી. ભીમાએ આ લક્ષ્મી પુણ્યકાર્યમાં વાપરી. ધન્ય એ શ્રદ્ધા.

## સવા સોમાની કથા

વણુથલીના સવચંદ શેઠ અગ્રગણ્ય વેપારી. પ્રમાણિકતા, પ્રતિષ્ઠા અને શુભનિષ્ઠા એ એમનો મુદ્રાલેખ. મોટા ગરાસદારો અને શેઠ–શાહુકાર બધા તેમને પોતાની મિલ્કત આપતા અને શેઠને ત્યાંથી અર્ધી રાતે તે પાછી મેળવી શકતા. એક વખત એક ગરાસદારને ઈર્ષાખોર વેપારીએ ભંભેર્યો. સવચંદ શેઠ ખોટમાં છે. તમારી મૂડી પાછી મળી રહી. ગરાસદાર મુંઝાયો. સવચંદને ત્યાં આવ્યો. પોતાના કુમાર સાથે મનદુઃખ થયું છે અને કુમાર બધી મૂડી આપવા કહે છે તેમ બહાનું કાઢી માગણી કરી લાખ બાબાશાહીની વાત હતી. પેઢીમાં આજે એટલી સીલક નહોતી. વહાણો આવ્યા ન હોતાં. ઉઘરાણી જલ્દી મળે તેમ નહોતી.

પ્રતિષ્ઠાનો સવાલ હતો. થોડી મુંઝવણ થઇ. થોડીવાર વિચાર કરી અમદાવાદના પ્રતિષ્ઠિત સોમચંદ શેઠ ઉપર હુંડી લખવા બેઠા. હુંડી લખતાં પોતાની શાખ કેવી રીતે રહેશે તેનો કંપ અનુભવ્યો. બે આંસુનાં ટીપાં પણ હુંડી પર પડી ગયાં. ગરાસદાર સોમચંદ શેઠની પેઢીનું નામ પૂછતો અમદાવાદ આવ્યો. શેઠ બહાર ગયેલા. મુનીમે હુંડી જોઈ. સવચંદ શેઠનું ખાતું શોધ્યું પણ આખી ખાતા-વહીમાં સવચંદ શેઠનું નામ ન મળે. ગરાસદારને શેઠ આવે ત્યારે આવવા સૂચના કરી. ગરાસદારને શંકા પડી. લાખ બાણાશાહીની રકમની ચિંતા થવા લાગી. ન ખાધું, ન પીધું, બે કલાક આંટો મારી પાછો આવ્યો. સોમચંદ શેઠ હુંડી તપાસતા બેઠા હતા. મુનીમે સવચંદ શેઠના ખાતાની ચોકખી ના સંભળાવી દીધી. હુંડી વાંચતાં વાંચતાં ધ્રુજેલા હાથે લખેલું લખાણ અને આંસુનાં ટીપાનાં ડાઘથી વસ્તુ-સ્થિતિ સમજી ગયા. કોઇ ખાનદાન પ્રતિષ્ઠિત વેપારીએ મારા પર વિશ્વાસ મૂકી આ હુંડી લખી છે. શેઠે મુનીમને જણાવ્યું કે—મારે ખાતે લખીને હુંડી સ્વીકારી આપો. જમીનદાર નાણું લઇને આનંદિત થઇ ચાલી નીકળ્યો.

થોડા દિવસો પછી સોમચંદ શેઠનું નામ લેતા કોઇ મહેમાન આવ્યા છે. કોઇ આડતીયા હશે એમ ધારી શેઠ ઘેર લઇ ગયા. જોખમ ગાડીમાંથી પટારામાં મૂકાવ્યું. જમીને પાન સોપારી લેતા મહેમાન શા માટે આવ્યા છે? શું ખરીદી છે? તેમ વાતો ચાલી. મહેમાને વાત શરૂ કરી. સોમ-ચંદ શેઠ! તમારા રૂપીઆ વ્યાજ સહિત લઇ લ્યો. ખાતું

ચૂકતું કરો. શેઠને આશ્ચર્ય થયું. શેના રૂપીઆ ? શેની વાત ? મહેમાને યાદી આપી. થોડા દિવસો પહેલાં આપે મારી લાજ રાખી હતી. મારી હુંડી તમે સ્વીકારી આપી અને ઉજળો કર્યો. સોમચંદ શેઠને વાત યાદ આવી. સવચંદ શેઠને કહ્યું "મેં મારી ફરજ બજાવી છે. વેપારી બીજા વેપારીની શાખ રાખે તેમાં શું નવાઈ ? પણ એ રૂપીઆનો તો જમે ખર્ચ નંખાઈ ગયો છે. એ રૂપીઆ મારાથી તો હવે નહિ લેવાય." સવચંદ શેઠે આગ્રહ કર્યો પણ સોમચંદ શેઠે રૂપીઆ ન લીધા તે ન લીધા. હવે શું કરવું ? રૂપીઆ પાછા લઇ જવાની વાત તો સવચંદ શેઠને ગમી નહિ. તેમની ધર્મનિષ્ટ ભાવનાએ સુંદર માર્ગ શોધી કાઢયો અને તે પવિત્ર શત્રુંજય પર એ લક્ષ્મીનો સદુપયોગ કરવાનો. એ જ સવા-સોમજીની ટુંક. આ રકમમાં લાખો રૂપીઆ વધારીને આ અનુપમ અને ઊંચામાં ઊંચી ટુંક બાંધવામાં આવી છે, જે જોઇને આપણને આનંદ આનંદ થાય છે.

## મોતીવસી-શ્રદ્ધાનું જ્વલંત દૃષ્ટાંત

મોતીચંદ શેઠ મુંબઇના વેપારી, વહાણુવટીનો ધંધો. ધીમે ધીમે આઠેક વહાણ ઘરનાં કર્યાં. એક વખત વહાણ ચીન જતું હતું. તેમાં દાણચોરીનો માલ-અફીણ છે એવો સરકારને વહેમ પડ્યો. વહાણને પકડી પાડવા સ્ટીમલોંચ મૂકી. શેઠે વાત જાણી. તેમણે સંકલ્પ કર્યો કે વહાણ બચી જાય તો કુલ ઉત્પન્ન પોતે શ્રી શત્રુંજય તીર્થ ઉપર ખર્ચશે. શુદ્ધ શ્રદ્ધાના બળે વહાણ બચી ગયું. શેઠને

 

બાર તેર લાખ રૂપીઆની આવક થઇ. એ રકમ સિદ્ધાચળ ઉપર ખર્ચવાનો દઢ નિર્ણય કરી જુદી કાઢી નાખી

'શેઠ ! મારી ભાવના સિદ્ધગિરિ ઉપર એક ટૂંક બાંધવાની છે. કોઈ સુંદર જગ્યા શોધી આપશોને ?'

'તમારી ભાવના તો ઉત્તમ છે પણ શત્રુંજયગિરિ મંદિરોથી એવો ભરચક છે કે જગ્યા મળવી મુશ્કેલ છે.' હેમાભાઇ શેઠે મોતીચંદ શેઠની ભાવનાની સફળતા માટે શંકા બતાવી.

'પણ શેઠ, મારી પ્રતિજ્ઞાનું શું ? હું તો ગમે તે જગ્યા શોધીને ટૂંક બંધાવીશ જ.'

'શેઠ ! એ તો બરાબર છે. તેમાં મારી ક્યાં ના છે ?'

'આ ખાડ તો આપશો ને ?' મોતીચંદ શેઠે દાઢમાંથી પૂછ્યું.

'અરે આ ગાળી તો શે પૂરાય ? પણ તમારું ધ્યાન પડતું હોય તો જુઓ ?'

'બરાબર છે. અમને તો ખાડો જ આપશો ને ? પણ એ ખાડ ઉપર જ મંદિરો થશે.'

હેમાભાઇ શેઠ મોતીચંદ શેઠની આવી જ્વલંત શ્રદ્ધા જોઇને મુગ્ધ થઈ ગયા.

મોતીચંદ શેઠ વ્યાપારી જીવડા હતા. શ્રદ્ધાનું બળ વિશિષ્ટ પ્રકારનું હતું. પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની તમન્ના હતી. ડુંગર ઉપર તપાસ કરી તો પોતાની ઈચ્છા પાર પડે એવી વિશાળ જગ્યા તેમના ધ્યાનમાં ન આવી.

તેમની નજર કુંતાસરની ખાડ ઉપર પડી. શત્રુંજયના બે શિખરો–ચોમુખજીની ટૂંકવાળું અને બીજું આદીશ્વર ભગવાનના મૂળ દેરાસરવાળું, એ બેની વચ્ચે ડુંગરની ગાળી હતી. ગાળી એટલે ખાડ, એ એટલી ઊંડી હતી કે નજર નાખતાં તમ્મર આવે. શેઠને ઊર્મિ જાગી કે બીજી જગ્યા ન મળે તો આ ખાડને પુરાવી અહીં મંદિરો બંધાવવા.

હેમાભાઈ શેઠ તો આ કલ્પનાની વાત સાંભળી હસી પડયા.

'શેઠ, આ હવાઈ કિલ્લા જેવી વાત છે. આ ઊંડાણનો આરોવારો નથી. ઉપરથી નીચે જતી નીસરણીની હારોની હારો જોઇએ કે ?'

'અરે! આ તો શું કરું ? મુંબઈ દૂર પડી ! જો નજીક હોત તો મારી વખારોની ચીની–ચીનાઈ સાકરથી આ ખાડો પૂરી દેત.'

એ ખાડો પૂરવા માટે દેશદેશના મજૂરો બોલાવ્યા. પાણીની તંગી બોલાણી તો શત્રુંજી નદીમાંથી એક હાંડાના ચાર આના આપી પાણી પૂરું પાડયું. કામ ધમધોકાર ચાલ્યું. કડીયા, મજૂરો, કારીગરો ને મહેતાઓ રાતદિવસ કામ કરવા લાગ્યા. જોતજોતામાં ખાડો પુરાવા લાગ્યો. કામ એવું મજબૂત કર્યું કે સો વર્ષ પછી એની છો તોડતાં છીણીની ધારો તૂટે પણ એ ધરતી ન તૂટે.

એ ખાડો તો આજે અદૃશ્ય થઇ ગયો છે પણ એ ઉપરના પાકા પાયા ઉપર વિમાન આકારની મંદિરાવલિ કળા અને સ્થાપત્યની દૃષ્ટિએ ભવ્ય અને મુગ્ધકર લાગે છે. એ મંદિરો અને મૂર્તિઓને જોઇને આનંદોદ્‌ગાર નીકળે છે અને શ્રદ્ધા, ભક્તિ અને પ્રેમનું જ્વલંત દૃષ્ટાંત હૃદયમાં કોતરાઈ જાય છે.

દહેરાસરો તૈયાર થયાં. મોતીશા શેઠની હોંશનો પાર નહોતો. મહોત્સવના મુહૂર્તો નક્કી કર્યા. ઊભી સોરઠનો સંઘ કાઢવાનું નકકી થયું. પણ માણસનું ધાર્યું કયાં થાય છે? શેઠની તબીઅત નરમગરમ ચાલતી હતી. પોતાના પુત્ર અને મિત્રોને બોલાવી મંદિરનું કામ પૂરું કરી ધામધૂમપૂર્વક પ્રતિષ્ઠા કરવા ભલામણ કરી. સં. ૧૮૯૨ ના ભાદરવા શુદ ૧ ને રોજ શેઠ સ્વર્ગે સીધાવ્યા.

ખીમચંદ શેઠના ઉપર બધો બોજો આવી પડયો. શેઠની અંતિમ ઇચ્છાને માન આપવાની દૃષ્ટિએ મોતીશા શેઠના મિત્રો અમરચંદ દમણી અને કુલચંદ કસ્તુરચંદની સલાહથી શોકને વિસારી પ્રતિષ્ઠાકાર્ય કરી લેવા નિશ્ચય કર્યો.

સોરઠનો સંઘ નીકળ્યો સં. ૧૮૯૩ ના પોષ વદી એકમે સંઘે પાલીતાણા પહોંચ્યો. સંઘમાં શેઠ હેમાભાઈ આવ્યા હતા. એક હજાર સંઘવીઓ અને સવા લાખ યાત્રાળુઓ હતા. અઢાર દિવસ પાલીતાણામાં ઝાંપે ચોખા મૂકાયા, કોઈને ધૂમાડો ન કરવો પડે એવી વ્યવસ્થા કરી. એવો મોટો પ્રતિષ્ઠા મહોત્સવ કરવામાં આવ્યો કે આજ

સુધી લોકો યાદ કરે છે. દરરોજનો જમણનો જ રૂા. ૪૦૦૦૦) ખર્ચ હતો. પ્રતિષ્ઠા પછી તુરત જ મોતીશા શેઠના પત્ની અને ખીમચંદભાઇની માતા દિવાળી શેઠાણી સ્વર્ગે સીધાવ્યા. જાણે કે પુત્રે શેઠની અંતિમ ભાવનાને સમજી કેવી અનુપમ રીતે પ્રતિષ્ઠા કરાવી તેની વધામણી આપવા સ્વર્ગમાં શેઠ પાસે ગયા.

આ પ્રતિષ્ઠા મહોત્સવમાં અસાધારણ મેદની, ધમાલનો પાર નહિ; પણ કોઇની પણ નાખોરી ફૂટી નથી, કોઇનું મરણ થયું નથી, એ એક ચમત્કાર ગણાય.

આ મંદિરો બાંધવા માટે એંશી હજાર રૂપીઆના દોરડાંનો ખર્ચ થયો હતો.

ધન્ય એ તીર્થપ્રેમ, ધન્ય એ ભાવના, ધન્ય એ શ્રદ્ધા, ધન્ય એ લક્ષ્મી અને ધન્ય એ ભક્તિ !

## સંઘ જમણ

શેઠ મોતીશાના પુત્ર ખીમચંદ શેઠ સંઘ સહિત આવ્યા છે. અમદાવાદથી પ્રેમાભાઈ શેઠ તથા જુદી જુદી ટૂંકોના મંદિરોની મૂર્તિઓની અંજનશલાકા અને પ્રતિષ્ઠા માટે બાવન સંઘ એકઠા થયા હતા. લલિતસાગરને તીરે એક નગર વસી ગયું હતું. પુરબાઇની ધર્મશાળા હાલ છે ત્યાં એક ચોતરા ઉપર સંઘવીની બેઠક ગોઠવવામાં આવી હતી, તથા સંઘવીની હાજરી જાણવા વાજટો ચડાવી રાખવાની સુંદર વ્યવસ્થા કરી હતી સાંજના દરેક સંઘવી અહીં મળતા હતા ને બીજા દિવસના જમણનો આદેશ અહીં અપાતો.

એક દિવસ રાત્રિનો સમય હતો. ધીમે ધીમે સંઘવીઓ તથા આગેવાનો આવવા લાગ્યા. બીજા દિવસના જમણુ માટે કોને આદેશ આપવો તેની વાતો ચાલતી હતી. આદેશ આપનાર જુદા જુદા ગૃહસ્થોને પૂછતો હતો. એક મારવાડી ડોશીમા સામાન્ય કપડામાં એક બાજુ બેઠા હતાં. જમણુના આદેશની વાત સાંભળીને ચમક્યાં.

'ભાઇ ! શેનો આદેશ આપો છો ?'

'માડી ! આવતી કાલના જમણુનો.'

'ભાઇ ! મને એ લ્હાવો લેવા દોને ? મારી ભાવના પૂરી થશે ?'

'પણ માડી ! આ તો આવતી કાલના જમણુવારની વાત છે. તે કાંઈ આરતી-મંગળદિવાની બોલી નથી. સમજ્યા માડી ?'

'ભાઇ સમજું છું ! મારાં એવાં ભાગ્ય ક્યાંથી કે સંઘસમુદાય મારું આંગણું પાવન કરે ને પ્રસાદી ચાખે ?'

'પણ ડોશીમા જાણો છો આ જમણુમાં કેટલું ખર્ચ આવશે ?'

'ગગા ! ઇ તો હું શું જાણું ! પણ જે થાય તે ખરું. તેની શીદ ફીકર કરવી ? ભલેને લાખ થાય !'

આ સાંભળી સંઘવીઓ અને આગેવાનો સ્તબ્ધ થઇ ગયા. ડોશીના દેદાર જોતાં તેની આટલી બધી શક્તિ જણાતી નહોતી.

'માતાજી એટલા બધા રૂપીઆ જોઈશે, કે ન પૂછો વાત, એ ક્યાંથી કાઢશો ?'

'ગગા ! કેટલા બધા રૂપીઆ તારે જોઇએ, લે માંડ ગણવા ને માંડ ઉપાડવા.' કહીને પાસેની ગોદડીનો ગાભો ચીરી તેમાંથી સોનામહોરનો વરસાદ વરસાવ્યો. બધા આશ્ચર્ય-ચકિત થઇ ગયા અને ધન્ય ધન્ય બોલવા લાગ્યા.

બીજે દિવસે તે મારવાડી ડોશીનું જ જમણુ થયું. અને ડોશીમાની શ્રદ્ધાની વાત પાલીતાણાના બચ્ચા બચ્ચામાં થવા લાગી.

## બહાદુર જુવાનને ઓળખો છો ?

ગ્રીષ્મઋતુના દિવસો હતા. બપોરનો સમય, તાપ અસહ્ય હતો. એક યુવક ધોયેલા કપડાં અને હાથમાં કપડાં ધોવાનો મોટો ધોકો લઇને ઘેર આવ્યો. જરા આરામ લેવા આડો પડ્યો.

એ યુવક ભાવસાર જાતિના ટીમાણીયા ગોત્રનો હતો. શત્રુંજયગિરિની શીતળ-છાયા પાલીતાણામાં રહેતો હતો. હજી બ્રહ્મચારી હતો. ભાઇ અને ભાભી સાથે રહેતો હતો. કપડા રંગવાનું કામ એટલે હંમેશાં નદીએ કપડાં ધોવા જવાનું રહેતું.

ભૂખ ખૂબ લાગેલી, હાથ પગ ધોઇ રસોડામાં ગયો તો રસોઇને વાર હતી. થાક અને ભૂખથી અકળાયેલા જુવા-નને ગુસ્સો આવી ગયો. 'બપોર સુધી રસોઇ નથી થઈ.

ઘર બેઠાં બેઠાં એટલું યે નથી થતું ? બીજું કામ પણ શું છે ? હવેથી એ નહિ ચાલે" ભાભી પણ દિયરના આવા તીખા શબ્દો સહન ન કરી શકી. "ઓહો ! રસોઇને થોડી વાર લાગી એમાં તો ગુસ્સો આસ્માને ચઢયો. એટલું બધું જોર શેનું બતાવો છો ? હજી તો તમારા ભાઈ કમે છે અને તમે બેઠા બેઠા તાગડધિન્ના કરો છો. બળ બહુ હોય તો સિદ્ધાચળની જાત્રા બંધ છે તે છોડાવોને ? સિંહને મારો તો ખરા શૂરવીર કહું ?" ભાભીનું મેણું સાંભળતાં જ ધોકાને હાથમાં લેતોકને ચાલી નીકળ્યો. પ્રતિજ્ઞા કરી "ભાભી ! જ્યાં સુધી સિંહને મારી ને ન આવું ત્યાંસુધી ઘરમાં પગ મૂકીશ નહિ."

કેટલાક લોકો તો મશ્કરી કરતા રહ્યા ને યુવક ચાલી નીકળ્યો. તળેટી પાસે મિત્રોની વિદાય લીધી ને ચાલી નીકળ્યો. તેણે જણાવ્યું કે 'ઉપર જઇ સિંહને મારી ઘંટ વગાડું તો જાણશો કે સિંહ માર્યો છે, નહિ તો મને મરી ગયેલો જાણશો."

દૃઢતા અને નિર્ભયતાથી ચઢવા લાગ્યો. નશીબયોગે સિંહ એક ઝાડ નીચે સૂતો હતો. વિચાર થયો કે સૂતેલાને કેમ મરાય ? દૂરથી લલકાર કરી અને સિંહ જયાં ઊંચું જોવા જાય છે ત્યાં પોતાનો ધોકો એવો તો ઝીંક્યો કે સિંહ ત્રાડ પાડી ઉઠયો.

સિંહને સખ્ત ફટકો લાગ્યો, થોડીવાર બેભાન થઈ ગયો. વિક્રમસી સિંહને પડેલો જોઈ ઘંટ વગાડવા દોડ્યો. જેવો ઘંટ વગાડવા જાય છે. ત્યાં પાછળથી સિંહે ઝપટ

મારી અને યુવાન પડી ગયો, પણ સિંહની ખોપરી તૂટી ગયેલી એટલે તે બેભાન થઈ પડ્યો. બીજી બાજુ યુવાન પડ્યો. યુવાનને થયું કે સિંહ તો માર્યો પણ ઘંટ કેમ વગાડવો. તમામ શક્તિ એકઠી કરી, કપડાથી ઘાને મજબૂત બાંધી, ધીમે ધીમે લથડતે પગે ઊભા થઇ જોરજોરથી ઘંટ વગાડ્યો. રાહ જોતા લોકો ઘંટ સાંભળી ઉપર આવી પહોંચ્યા. એક તરફ સિંહ અને એક તરફ વીર વિક્રમસી, યાત્રા છૂટી કરનારે પ્રાણ આપ્યા.

એ વીર વિક્રમસીનું સ્મારક કુમારપાલના મંદિર સામે લીંબડાના વૃક્ષ નીચે આજ પણ મોજુદ છે.

આપણે એ વીરને ન ભૂલીએ. ધન્ય એ વીર, ધન્ય એ વીરતા.

## પોપટનું જાતિસ્મરણ જ્ઞાન

મારી માતા વર્ષોથી એક પૌત્ર માટે ઝંખતા હતા, પણ પુત્રીના જન્મથી તેમની આશાઓ ભાંગી પડી. મૃત્યુ પહેલાં પૌત્રનું મુખ જોવાની ભાવનાથી તે જીવન ટકાવી રાખતાં હતાં. ચાર વર્ષ પછી આશાનું કિરણ દેખાયું અને માતાજીનું હૃદય નાચી ઊઠયું. પર્યુષણ પર્વમાં પૂજા અને વ્યાખ્યાન પછી આનંદ ઉત્સવ અંગે કુટુંબના આપ્ત જનોને બોલાવી માતાજીએ કહ્યું "પરમાત્માએ મારી પ્રાર્થના સાંભળી છે. મારી છેલ્લી વાસના જરૂર પૂરી થશે તો મારું જીવન સાર્થક પણ થઈ જશે. તમને બધાંને સુખી-લીલી

વાડીમાં જોઈને મારો આત્મા અનેરો આનંદ અનુભવે છે. મારી ઇચ્છા તે મારા લાલ પૌત્રનું નામ આજથી નક્કી કરવાની જાગી છે. હું તેના મુખારવિંદને તો જોઈશ ત્યારે ખરી પણ નામ તો નક્કી જ કરી લઉં."

કુટુંબીજનો તો વૃદ્ધ માતાની આવી આશ્ચર્યજનક વાતથી વિસ્મિત થયાં. કોઇ શું બોલે ? પણ એક દસ વર્ષની બાલિકા બધાની વચ્ચેથી આગળ આવી માતાજીના ખોળામાં બેસી ગઈ અને કહેવા લાગી. 'અમ્માજી ! એક સોનાની સીઢી બનાવરાવી તેના ઉપર તમારે ચઢવાનું, તે સીઢી દાનમાં આપવાની અને મિષ્ટ ભોજન કરી અમને બધાને જમાડવાના, બિરાદરીમાં લાડુ વહેંચવાના અને દહેરાસરજીમાં પૂજા ભણાવવાની અને આપણે શ્રી સિદ્ધાચળજી હમણાં જઈ આવ્યાં, તેની યાદમાં પુત્રનું નામ સિદ્ધાચળજી ઉપરથી જ પાડવું.' બધાં આ બાલિકાની વાત સાંભળી મુગ્ધ થઇ ગયાં. મારી સૂચના પ્રમાણે સિદ્ધરાજકુમાર નામ રાખવાનું નક્કી થયું.

૧૯૦૮ માં હું મુંબઇમાં સમેતશિખરના મુકર્દમામાં રોકાયેલ હતો અને પુત્રજન્મના આનંદજનક સમાચાર મળ્યા. મારી માતાના હર્ષનો પાર નહિ હોય. તેમની પ્રાર્થના ફળી: દસમે દિવસે હું જયપુર પહોંચ્યો અને બાળકને ખોળામાં લીધો કે અત્યંત રડવા લાગ્યો અને અમારા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. મારી માતાએ કોઈ સુંદર સ્તવન ગાવાની સૂચના કરી અને નીચેનું સ્તવન ગવાયું.

ક્યું ન ભયે હમ મોર વિમળગિરિ ક્યું ન ભયે હમ મોર
સિદ્ધવડ રાયણુ રૂખકી શાખા, ઝુલત કરત ઝકોર, વિમળગિરિ
આવત સંઘ રચાવત અંગીયાં, ગાવત ગુન ઘમ ઘોર ,,
હમ ભી છત્ર કલા કરી નીરખત, કટને કર્મ કઠોર ,,
સુરત દેખ સદા મન હરખે, જૈસે ચંદ્ર ચકોર ,,
શ્રી રીખવેસર દાસ તિહારો, અરજ કરત કર જોર ,,

સિદ્ધવડનું નામ બાળકને કાને પડતાં બાળક રોતો બિલકુલ બંધ થઈ ગયો અને બહુ જ ધ્યાનપૂર્વક આખું સ્તવન સાંભળવા તલ્લીન થઈ ગયો. અગ્યાર દિવસના બાળકની આંખોમાં અને મુખારવિંદમાં, હૃદયમાં અને મનમાં આ સ્તવને એવી ઊર્મિ જગાડી કે જ્યારે-જ્યારે બાળક અસ્વસ્થ જણાય ત્યારે આ મધુર ગાયન તેના આત્માની શાંતિ માટે સંજીવની બની જતું.

સિદ્ધરાજ ત્રણ વર્ષનો થયો. એક દિવસ સોના કાકી સાથે વાલકેશ્વર દર્શન કરવા ગયો. મૂળનાયકજીની પ્રતિમા જોઈ સિદ્ધરાજ બોલી ઉઠયો 'આદીશ્વર ભગવાનની પેલી પ્રતિમા આ પ્રતિમાથી મોટી હતી.'

સોના—કુમાર, તું કયા આદીશ્વર ભગવાનની વાત કરે છે?
કુમાર—સિદ્ધવડના આદીશ્વર ભગવાન.
સોના—તું તે ક્યાંથી જાણે?
કુમાર—મેં તે પ્રતિમાની પૂજા કરી છે.
સોના—જૂઠો કહીંનો! તારા જન્મ પછી આપણે

સિદ્ધાચળ ક્યાં ગયાં જ છીએ.

કુમાર—હું જૂઠું બોલતો નથી. હું સાચું બોલું છું.

સોના—એટલે તેં શું ભગવાનની પૂજા કરી છે? કે સ્વપ્નમાં જોયા છે?

કુમાર—મેં પૂજા કરી છે.

સોના—તે બને જ કેમ? ક્યારે પૂજા કરી બોલ મારા વત્સ!

કુમાર—પહેલાં.

સોના—એ કેવી રીતે?

કુમાર—હું પોપટ હતો.

સોના—ક્યાં રહેતો હતો?

કુમાર—સિદ્ધવડમાં.

આ આશ્ચર્યજનક વાત હતી. માની મનાતી ન હોતી અને કુમારના વારંવારના સિદ્ધાચળના સ્મરણથી જૂઠી માનવાને પણ કારણ ન હોતું. તે વારંવાર સિદ્ધાચળ જવા હઠ લેતો અને સિદ્ધાચળજીમાં વાપરવાની દૃષ્ટિએ થોડા રૂપીઆ જુદા એકઠા કરવા પણ લાગ્યો હતો.

ઇ. સ. ૧૯૧૨ નાં જાન્યુઆરીમાં અમે પાલીતાણા આવ્યા. સોનગઢથી ગિરિરાજના શિખરો જોતાં બાળક ઉત્સાહથી બોલી ઊઠયો કે—જો સિદ્ધાચળ દેખાય! શિહોર સ્ટેશન આવ્યું અને ગાડી બદલવા પ્લેટફોર્મ ઉપર ઉતર્યા

કે કુમાર સિદ્ધાચળ તરફ જોઈને ગિરિરાજને પગે લાગ્યો. અને કહેવા લાગ્યો. જુઓ! જુઓ! કાકા સાહેબ! પેલો કાળો પર્વત દેખાય છે ને એ જ સિદ્ધાચળ. હવે જલદી ઉપર જવાનું થાય તો કેવું સારું?

પાલીતાણા આવ્યા અને બીજે દિવસે યાત્રા માટે ગયા, મારી ઉપર ચડવાની અશક્તિને લીધે હું ડોળીમાં બેઠો. મેં કુમારને ડોળીમાં મારી સાથે બેસવા વિનવ્યો પણ તે બેઠો નહિ અને મારા ભાઈની આંગળી પકડી ચાલવા લાગ્યો.

મારા ભાઈએ જણાવ્યું કે રસ્તામાં ઉપડામણીએ બાળકને ઉપાડવા કહ્યું પણ કુમારે ના પાડી. એક પણ વિસામે બેઠા સિવાય તે આનંદથી ચડી ગયો. તેની ભાવનાથી તેને માટે પહેલી પક્ષાળ, ચંદનપૂજા, ફૂલપૂજા વગેરેનું ઘી બોલી તેને પૂજા કરાવી. પૂજા કરતાં તેનો આનંદ અનુપમ હતો. અમે ચૈત્યવંદન કરવા બેઠા ત્યારે તે કાઉસગ્ગમાં બેઠો હોય એમ બેસી ગયો અને આસપાસ યાત્રાળુઓનો અવર-જવર, સ્તવનોના સરોદો કે પૂજાની ધમાલ છતાં તે અડધો કલાક ધ્યાનમાં બેસી રહ્યો.

યાત્રા કરીને તે અત્યંત આનંદી દેખાતો હતો. હંમેશા યાત્રાએ આવવાનો તેણે વિચાર દર્શાવ્યો અને યાત્રા કરીને એક બે વાગે તે નાનો ચારેક વર્ષનો બાળક જમતો હતો. ડુંગર ઉપર તો પાણી સરખું લેતો નહિ.

સિદ્ધવડ-તેનું પ્રિયસ્થાન જોવાનું નક્કી કર્યું. ત્યાં તેણે જે વૃક્ષ ઉપર તે રહેતો હતો તે બતાવ્યું અને અમારા

બધાંના આશ્ચર્ય વચ્ચે તેને મુનિરાજશ્રી મોહનવિજયજીએ પૂછ્યું કે—આ સિદ્ધવડમાંથી બીજી કોઇ જગ્યાએ નહિ પણ જયપુરમાં ઢઠ્ઠાજીને ત્યાં જ જન્મ લેવાનું કેમ પસંદ કર્યું ? આના જવાબમાં તે બાળકે મારા તરફ ફરીને જણાવ્યું કે—જ્યારે તમે અને મા સાહેબ અહીં યાત્રા કરવા આવ્યા ત્યારે મા સાહેબે મને જોઈને પૂછ્યું હતું કે—પોપટ—પોપટ, તું મારે ત્યાં આવીશ ? અને મેં ચાંચવતી હા પાડી હતી. તે વખતે મેં તેમને ત્યાં જવાની ભાવના કરેલી.

શાંતમૂર્તિ મુનિમહારાજશ્રી કર્પૂરવિજયજી, મુનિમહારાજશ્રી હંસવિજયજી તથા મુનિમહારાજશ્રી મોહનવિજયજીએ બાળકની બધી વાતો જાણી તથા બાળક સાથે વાતો કરી જણાવ્યું હતું કે ખરેખર બાળકને જાતિસ્મરણ જ્ઞાન થયું છે.

હજારો યાત્રાળુ ભાઇ બહેનો કુમારને જોવા આવતા.

આજે એ સિદ્ધરાજકુમાર ઢઠ્ઠા કલકત્તા વ્યાપારી ચેમ્બરમાં મોટા પગારથી સારા હોદ્દા ઉપર હતા ત્યાંથી રાષ્ટ્રીય લડતના અંગે જેલ મહેલમાં હતાં. હમણાં છૂટયા છે.

કેવી અદ્ભૂત સત્યકથા ! કેવો એ ગિરિરાજનો મહિમા: એક પોપટ જેવું પક્ષી, ભાવથી એકાદ બે વખત કે પાંચ દસ વખત પૂજા કરી, મનુષ્ય જન્મ પામી જાતિસ્મરણ જ્ઞાન મેળવે છે, તો આત્મશુદ્ધિ અને આત્મશાંતિથી વારંવાર યાત્રા કરનાર કેવું મહદ્ પુણ્ય ઉપાર્જન કરી, આ મનુષ્ય ભવનું સાર્થક કરી શકે ?

# જાવડશાનો ઉદ્ધાર.

કાંપિલ્યપુરમાં ભાવડ અને ભાવલા–પતિ–પત્ની દરિદ્ર સ્થિતિમાં હતાં, પણ ધર્મભાવના સતેજ હતી. ગોચરીઅર્થે આવેલા બે મુનિરાજોને વંદન કરી યથાશકિત સેવા કરી. મુનિરાજ પતિ–પત્નીની ભકિતથી આનંદિત થયા. પ્રસન્નચિત્તે આશીર્વાદ આપ્યા. કહ્યું કે–આજે એક જાતવંત ઘોડી વેચાવા આવશે તે ખરીદી લેજો. ઘોડી ખરીદી લીધી. થોડા સમય બાદ ઘોડીએ એક અશ્વરત્નને જન્મ આપ્યો. આવા ઉત્તમ રત્નને જોઇ એક રાજાએ તે અશ્વને ત્રણ લાખ રૂપીઆમાં વેચાતો લીધો. પછી તો ભાવડે અશ્વોનો વેપાર કર્યો. વિક્રમ રાજાને ભાવડે આવા ઉત્તમ અશ્વો ભેટ મોકલ્યા. વિક્રમ રાજાએ મધુમાવતી–મહુવા વગેરે બાર ગામ આપ્યાં.

મહુવામાં પ્રવેશ કર્યો અને મંગળ શુકન થયાં. તેની પત્નીએ પુત્રરત્નને જન્મ આપ્યો. મહામહોત્સવ કરી જાવડ નામ પાડ્યું. જાવડ મોટી ઉમ્મરનો થયો ત્યારે તેના લગ્ન ઘેટી ગામના શૂર નામના શ્રેષ્ઠીની પુત્રી સુશીલા સાથે થયાં.

આ સમયે કાળપ્રભાવે શત્રુંજયનો અધિષ્ઠાયક રૂઠેલો હતો. કોઇ યાત્રાએ આવી શકતું નહિ. તીર્થની આશાતના થતી હતી. ભાવડના મૃત્યુ પછી જાવડ ધર્મભાવ ટકાવી જીવન ગુજારતો હતો. કોઇ યોગીરાજે જાવડને શત્રુંજયના ઉદ્ધાર માટે પ્રેરણા કરી. જાવડે ચક્રેશ્વરી દેવીનું ધ્યાન ધર્યું. દેવી પ્રસન્ન થયાં. તક્ષશિલાથી અર્હંત પ્રતિમાજી લાવી, ઉદ્ધાર કરવા સૂચવ્યું. મહુવામાં આવતાં જ વહાણો આવી

પહોંચ્યા. શ્રી વજ્રસ્વામી પણ વિચરતા ત્યાં પધાર્યા. તીર્થ-ઉદ્ધાર માટે શ્રી વજ્રસ્વામી શત્રુંજય પધાર્યા. અનેક વિઘ્નોને હઠાવી અધિષ્ઠાયકની સહાયતાથી નવા બિંબની પ્રતિષ્ઠા કરવામાં આવી.

પણ પતિ–પત્ની ધ્વજદંડ ચઢાવવાને પ્રાસાદના શિખર ઉપર ચઢયા ત્યાં અપૂર્વ આહ્‌લાદ અને આનંદમાં મગ્ન, પ્રભુની પ્રાર્થના–સ્તુતિ કરતાં કરતાં પોતાના જીવનને ધન્ય માની અપૂર્વ વિચારશ્રેણીએ ચઢી જતાં મૃત્યુ પામી દેવલોકે ગયા.

## સૂર્યકુંડનો પ્રભાવ.

આભાપુરીના રાજા વીરસેનને ચંદ્રકુમાર નામનો પુત્ર હતો; પણ અપરમાતા વીરમતીએ વિદ્વેષથી સ્રીચરિત્રથી કુકડો બનાવી દીધો. ચંદ્રકુમારની બીજી પત્ની પ્રેમલાલચ્છી વિમળાચળની યાત્રા કરવા આવે છે. યાત્રા કરી સૂર્યકુંડ પાસે શીતળ જળ અને શીતળ પવનનો આનંદ લેવા બેસે છે. કુકડાને એકાએક પૂર્વજન્મ યાદ આવ્યો, "અહો! તિર્યંચ અવસ્થામાં સોળ સોળ વર્ષ વહી ગયાં. કયાં મારી ગુણાવલી? કયાં મારું રાજ્ય? કયાં મારા સજજન? અરે! માતા પોતે જ વેરણ બની. અહા! નટો સાથે દેશદેશાંતર ફર્યો. છેવટે પ્રેમલા-લચ્છી મળી. પણ તેની સાથે રાત–દિવસ રહેવા છતાં કેવો વિયોગ? આ જિંદગીનો શો અર્થ? તિર્યંચપણામાં કયાં સુધી રહેવું? કોની માતા, કોની પત્ની, કોનું રાજ્ય? આમ વિચારી તેણે એકદમ સૂર્યકુંડમાં ઝંપાપાત કર્યો. પ્રેમલા ગભરાઈ ગઈ. તે બોલી ઊઠી—અરે! આ શું કર્યું?

અરેરે! હું ક્યાં જાઉં? શું કરું? એમ કરતાં તે પણ કૂદી પડી. કુકડાને પકડવા જતાં અપરમાતાએ બાંધેલો જીર્ણ દોરો હાથમાં આવતાં તૂટી ગયો અને આશ્ચર્ય વચ્ચે કુકડો મનુષ્યત્વને પામ્યો. બન્ને તરવામાં કુશળ હોવાથી બહાર નીકળ્યા. એક બીજાને ઓળખ્યા અને આનંદ આનંદ પ્રસરી રહ્યો. સૂર્યકુંડનો આ પ્રભાવ હજારો યાત્રિકોએ જાણ્યો અને ચંદરાજાને જોવા માટે માનવમેદની ઉભરાઈ ગઈ.

પ્રેમલાલચ્છીની ભાવનાથી ચંદરાજાએ તીર્થાધિરાજ શ્રી આદીશ્વર ભગવાનની પૂજા બહુ ભક્તિભાવથી કરી.

ધન્ય ધન્ય સુરજકુંડ જળ, કલિમલ મલ હણનાર;
દીધો ચંદ જાણી ફરી, માનવનો અવતાર.

આ સુરજકુંડના પવિત્ર જળનો પ્રભાવ અલૌકિક છે. પાપરૂપી મળને દૂર કરનાર તરીકે તે પ્રસિદ્ધ છે. તેના પ્રભાવથી પક્ષી બનેલા ચંદરાજા મનુષ્યપણું પામ્યા.

એ પવિત્ર જળની અંજલિ સૌ યાત્રિકોને પાવન કરે છે.

## પાલીતાણાના રમણીય સ્થાનો

મહારાજા સાહેબનો હવામહેલ, પંચબીબીનો રોજો,
શૂરવીરોના પાળીઆ, ઓવન પૂલ,
ભૈરવનાથનું મંદિર. ભવ્ય દરબાર હોલ.
સાવલીંગાની વાવ, ભીડભંજન મહાદેવ,
શ્રી નંદકુંવરબા અનાથાશ્રમ, શ્રી બાલમંદિર
દસનામી અખાડો, કાનાબાવાની ચેતનસમાધિ
ગુરુ દત્તાત્રેયની ચરણપાદુકા, જૂની તલાટી,



# ગિરિરાજને માર્ગે

અદ્‌ભૂત જૈન કથા તરંગવતી તથા નિર્વાણકલિકા, પ્રતિષ્ઠાપદ્ધતિ અને જૈન નિત્યકર્મ તેમજ જૈન દીક્ષાના વિદ્વાન્ કર્તા શ્રી પાદલિપ્તસૂરિ એક અપૂર્વ શ્રુતસાગર અને યુગપ્રધાન હતા. તેમને સિદ્ધિયોગ હતો. આકાશગામિની વિદ્યાના બળે તેઓ તીર્થયાત્રાઓ કરી શકતા તેમ કહેવાય છે. તેમના શિષ્ય નાગાર્જુને ગુરુના નામસ્મરણને માટે શ્રી શત્રુંજયની તળેટીમાં પાદલિપ્ત નામે નગર વસાવ્યું. તે પાદલિપ્ત એ જ આજનું પ્રાતઃસ્મરણીય બનેલું પાલીતાણા.

સૌરાષ્ટ્રમાં ગોહિલવાડ પ્રાંતમાં પાલીતાણા એક નાનકડું શહેર છે. દેશપરદેશના હજારો યાત્રિકો આ શહેરમાં દરવર્ષે ગિરિરાજ શત્રુંજયની યાત્રાએ આવે છે. પાલીતાણા નાનું પણ સ્વચ્છ, સુંદર અને રમ્ય શહેર છે.

પાલીતાણાની શોભા, પાલીતાણાનું ગૌરવ, પાલીતાણાની પ્રસિદ્ધિ અને પાલીતાણાની પ્રતિષ્ઠા એ ગરવા ગિરિરાજને લીધે જ છે.

## વિધવિધ માર્ગો—

પાલીતાણા આવવા માટે વિધવિધ રેલગાડીના માર્ગો છે.

(૧) મુંબઈ, અમદાવાદ, વિરમગામ, વઢવાણકેમ્પ, શિહોર.
(૨) દિલ્હી, મારવાડ, આબુ, મ્હેસાણા, વીરમગામ, ,,
(૩) મુંબઈ, અમદાવાદ, ધોળકા, ધંધુકા, બોટાદ ,,
(૪) જામનગર, રાજકોટ, વઢવાણકેમ્પ ,, ,,
(૫) વેરાવળ, જુનાગઢ, જેતલસર, જેતપુર, ઢસા, ધોળા ,,
(૬) રાજકોટ, જેતલસર, જેતપુર, ઢસા, ધોળા, ,,
(૭) મહુવા, તળાજા, ભાવનગર ,,
(૮) મહુવા, કુંડલા, ઢસા, ધોળા ,,

**ચાલો ચાલો વિમળગિરિ જઈએ,**
**ભવજળ તરવાને.**

શિહોરથી ગાડી ઉપડતાં જ ગિરિરાજના દર્શન માટે બાળકો અને વૃદ્ધો, સ્ત્રીઓ અને પુરુષો, મારવાડી કે પંજાબી બધા અત્યંત ઉત્સુક બને છે. હરીયાળા લીલમલીલા મેદાનોમાંથી વળાંક લેતી ગાડી જેમ આગળ વધે છે તેમ તેમ મંદિરોના નગર સમા એ તીર્થરાજ ધવલ મંદિરોથી આચ્છાદિત નજરે પડે છે અને ગગનચુંબી શિખરોના સુવર્ણ કળશો આકાશમાં ચમકતા તેજસ્વી તારલા જેવા દીપી ઉઠે છે અને

ભાવિક ભક્તોના કંઠમાંથી " જાત્રા નવાણું કરીએ વિમળગિરિ, જાત્રા નવાણું કરીએ " તથા "સિદ્ધાચળ ગિરિ ભેટ્યાં રે ધન્ય ભાગ્ય હમારાં " તેમજ " સિદ્ધાચળના વાસી જિનને ક્રોડો પ્રણામ" જેવાં ગીતો સરી પડે છે અને દૂરદૂરથી જ એ ગિરિરાજને હજારો મસ્તકો પ્રણિપાત કરે છે.

સ્ટેશનની સામે જ શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળના ભવ્ય મકાનો શોભી રહ્યાં છે.

પાલીતાણા સ્ટેશને ઘોડાગાડીઓ દરેક સમયે તૈયાર મળે છે અને એક ગાડીના આઠ બાર આના ધર્મશાળા સુધીના બેસે છે. મેળાના દિવસોમાં બહુ યાત્રાળુઓ ઉતરી પડ્યા હોય છે ત્યારે વધારેમાં વધારે સવા દોઢ રૂપિયો લેવાય છે. સામાન વિશેષ હોય તો બળદગાડી પણ આઠેક આને મળી રહે છે.

પહેલાં જગાતના નાકે યાત્રાળુઓને સામાન વિગેરે દેખાડવાની બહુ તકલીફ રહેતી પણ મહારાજા સાહેબના રજત મહોત્સવ પ્રસંગે જગાત કાઢી નાખવામાં આવી છે, તેથી ઘણી મુશ્કેલી ઓછી થઈ છે.

પાલીતાણામાં યાત્રાળુઓને માટે સગવડ અને અનુકૂળતાવાળી ઘણી ધર્મશાળાઓ છે. ધર્મશાળાઓની યાદી પાછળ આપવામાં આવી છે. કલ્યાણ ભુવન, ચાન્દ ભુવન, ખુશાલ ભુવન, નહાર બીલ્ડીંગ આદિ અગત્યની સગવડવાળી ધર્મશાળાઓ છે. બીજી ધર્મશાળાઓમાં પણ વ્યવસ્થા સારી છે.

## તળેટી માર્ગ—

શત્રુંજય જેમ મંદિરોનું નગર છે, તેમ પાલીતાણા

ધર્મશાળાઓનું નગર મનાય છે. શહેરના મધ્યભાગમાંથી ધર્મશાળાઓ શરૂ થયે છે તે છેલ્લી ધર્મશાળા નહાર બીલ્ડીંગના નામે ઓળખાય છે ત્યાં પૂરી થાય છે. અહીંથી આગળ વધતાં પચીસ કદમ દૂર જતાં **શ્રી કલ્યાણવિમળની** દહેરી ઊંચા ઓટલા ઉપરની ઘુમટવાળી આવે છે, પાણીની પરબ પણ અહીં બેસે છે. વિમળગચ્છના શ્રીમાન્ મુનિરાજ શ્રી કલ્યાણવિમળ અને શ્રી ગજવિમળ મુનિરાજોના આ જગ્યાએ અગ્નિ–સંસ્કાર કરવામાં આવ્યો હતો. ઉક્ત મુનિરાજોના પગલાં સાથે કુલ પગલાં જોડી ત્રણ છે.

તળેટીમાં તમામ યાત્રાળુઓને ભાતું આપવાની મંગળ શરૂઆત આ મુનિરાજ શ્રી કલ્યાણવિમળના ઉપદેશથી રાયબાબુ સીતાબચંદજી નહારના દાદાએ શરૂ કરેલ છે.

રસ્તામાં બાલમંદિર અને શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ આવે છે.

## રાણાવાવ–

આગળ ચાલતાં રાણાવાવ આવે છે. આ વાવ સુરતનિવાસી શ્રી ભુખણદાસ શેઠે યાત્રિકો અને પશુ આદિની તૃષા શાંત કરવા માટે બંધાવી છે. અહીં કોસ ચાલે છે અને હવાડામાં પાણી ભરાય છે. આ વાવ પાસે એક ઉંચા ઓટલા પાસે દહેરી છે તે મેઘમુનિનો સ્તૂપ છે. તેમાં ત્રણ જોડી પગલાં છે.

જૈન નગર–

શ્રીમંતોને માટે હવા ખાવાના સ્થળો તો માથેરાન અને મહાબળેશ્વર જેવાં ઘણાં ય છે. પણ પાલીતાણાની સુંદર હવા અને શત્રુંજય ગિરિરાજની યાત્રાનો લાભ ઉપરાંત ધર્મશાળામાં ગૃહસ્થને અનુકૂળ સુખ–સગવડો ન જ મળી શકે તે દૃષ્ટિએ ગિરિરાજના ચરણે એક જૈન નગર વસાવવાની રાવબહાદુર શેઠ શ્રી જીવાભાઈ પ્રતાપશી તથા રાવબહાદુર શેઠ અમૃતલાલ કાળીદાસ વગેરે ગૃહસ્થોને ભાવના જાગી. નામદાર ઠાકોર સાહેબે બહુ જ આનંદપૂર્વક ૯૯૯ વર્ષનાં પટે વિશાળ જમીન આપી અને આજે જૈન નગર તલાટીની પાસે જ વસી રહ્યું છે. તેમાં અદ્યતન પદ્ધતિના અનેક જાતની સગવડોવાળા વિલાઓ બની રહ્યા છે. રસ્તા અને સડકો તથા વીજળીની રોશની વગેરેથી તે સુંદર દેખાય છે હરેક વિલામાં નાના નાના બગીચાઓ થવા લાગ્યાં છે. યુદ્ધની અસહ્ય મોંઘવારી તથા કન્ટ્રોલને લીધે થોડા જ વિલાઓ થયા છે. હવે બીજા બંગલાઓ થશે ત્યારે જૈન નગરનો દેખાવ રમણીય લાગશે.

રાણાવાવથી ચાર ફર્લાંગ દૂર જતાં ગિરિરાજની તળેટી આવે છે. પ્રાચીન સમયમાં આ ગિરિરાજ કાઠિયાવાડના જુદા જુદા નાના મોટા પર્વતોને આવરી લેતો મોટો વિશાળ-

કાય પર્વત[1] હતો અને તેની તળેટી શ્રી વલ્લભીપુર નગર પાસે હતી. કાળના વહેવા સાથે નાના મોટા પર્વતો ખંડિત થતા ગયા. વસ્તી વધવા લાગી, સમુદ્ર દૂર ચાલ્યો ગયો અને તળેટીનું સ્થાન બદલાઈ ગયું.

## ડોળી કે ઉપડામણીઆ—

શહેરથી તળેટી સુધી ઘોડાગાડીઓ વધારેમાં વધારે એક યાત્રાળુના બે આના ભાડું લઈને આવે છે. બળદ ગાડીઓ પણ આવે છે અને જાય છે. અહીં ગિરિરાજ ઉપર ચઢવા માટે જે ભાઈ બહેનોને ડોળીમાં બેસીને જવું હોય તેઓ માટે ડોળી લઈને જનાર તૈયાર હોય છે. ડોળીના ભાવ નિશ્ચિત નથી હોતા. મેળાના દિવસોમાં રૂા. ૪ થી ૮ એક જણના લેવાય છે. સાધારણ દિવસોમાં રૂા. દોઢથી બે સુધીમાં પણ ચઢવા ઉતરવાની ડોળી થાય છે. નાના બાળકો માટે ઉપડામણીઆ મળે છે જે એક છોકરાને ઉપાડવાના આઠથી બાર આના જતાં આવતાંના લે છે.

---

૧ ગિરિરાજ શત્રુંજયનો વિસ્તાર અત્યંત વિશેષ હતો. આખો પ્રદેશ પહાડી અને ડુંગરાળ હતો. આજે પણ થાપનાથ, ઈસાલવા, શિહોર, મઢડા, સોનગઢ પાસેની ટેકરીઓની હારની હાર, ખોખરાનો ડુંગર, કદંબગિરિ, હસ્તગિરિના શિખરો તથા તાલધ્વજની ટેકરી; પૂર્વમાં ભાડવો ડુંગર, હાથસણી, છાપરીયાળી તથા રાજુલાના હારબંધ ટેકરાઓ, લોંચ અને સાણાના ગુફાઓવાળા ડુંગરા. પલાણીયો નાતીઆળાના પહાડો, સાઠ માઈલના વિસ્તારનો ગિરિપ્રદેશ અને ગિરનારનો વિસ્તૃત પહાડ, બરડાનો ડુંગર અને ઢાકાનો પહાડ, સરધારની માર અને ચોટીલાના ડુંગરો બધાં એક જ મહાકાય પર્વતના છૂટા છૂટા પડેલા વિભાગો છે.

## રમ્ય વિશ્રામસ્થાન-

તળેટીના પરથાર ઉપર ૩૫-૪૦ વર્ષ પહેલા મોટું વટવૃક્ષ હતું. તે યાત્રાળુઓને છાંયડો આપતું પણ તે અકસ્માત તૂટી પડવાથી યાત્રાળુઓ માટે લાકડાનો માંડવો કરવામાં આવ્યો. પછીથી આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ શેઠ લાલભાઈ દલપતભાઇના પૂજ્ય માતુશ્રી શ્રી ગંગાબાઇએ સારો ખર્ચ કરી રોનકદાર કમાનોથી સુશોભિત છત્રીવાળું મનોહર વિશ્રામસ્થાન બનાવરાવ્યું છે. આ ભાતા તળેટીના નામથી ઓળખાય છે; કારણ કે અહીંઆ યાત્રા કરીને આવનાર દરેક યાત્રાળુને ચોમાસાના ચાર મહિના સિવાય હંમેશાં કળીના લાડુ અને ગાંઠીયાનું ભાતું મળે છે. કોઇ કોઈ વખત ચા, દહીં, ઢેબરા કે બીજી વિધવિધ મીઠાઈ પણ ભાતામાં અપાય છે.

જે કોઇ ભાઈ બહેનને એક દિવસનું ભાતું આપવાની ઈચ્છા હોય તે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ નોંધાવે તો પેઢી તરફથી તે પ્રમાણે વ્યવસ્થા થાય છે.

સાધુ-સાધ્વીઓને પણ ગોચરી-પાણીનો લાભ મળી શકે તે માટે બાજુમાં બગીચાને લગતા અગાસીબંધ ત્રણ મોટા ઓરડાઓ બાંધવામાં આવ્યા છે.

અહીં ચતુર્વિધ સંઘની દરેક વ્યક્તિને ભાતા તળેટીમાં સુખ, શાંતિ અને વિશ્રામ મળે છે. ઠંડા પાણીની પણ વ્યવસ્થા બહુ જ સારી રીતે રાખવામાં આવેલ છે.



દીવાલોની કોતરણી



આગમ મંદિર



ઘુમટનું મનોહર દૃશ્ય



પ્રાચીન કળામય ચિત્ર ( નેમનાથની ચોરીનુ મંદિર )

## સતી વાવ—

ભાતા તળેટીની પાસે જ એક મોટી સુંદર વાવ છે. અમદાવાદના નગરશેઠ શાંતિદાસના ભાઈ સુરદાસ શેઠના પુત્ર શ્રી લક્ષ્મીદાસભાઈએ યાત્રિકોના માટે સં. ૧૬૫૭ માં બંધાવી છે, તેનું નામ 'સતી વાવ' છે. આ વાવનું પાણી નીરોગી, હલકું અને સ્વાદિષ્ટ ઉપરાંત શક્તિપ્રદ ગણાય છે.

વાવથી થોડા પગલાં દૂર એક જાળનાં વૃક્ષ નીચે શાંતિદાસ શેઠની બંધાવેલી દેરી છે. તેમાં ગોડીજી મહારાજના પગલાં જોડ એક છે. વીસેક પગલાં આગળ જતાં એક ઓટલા ઉપર પાળીયો છે.

## આગમમંદિર—

આગમોદ્ધારક આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરના ઉપદેશ અને પ્રેરણાથી તળેટીની પાસે અને શત્રુંજયના સુખદ્વારરૂપ જામનગરના નગરશેઠશ્રી પોપટલાલ ધારશીભાઈ તરફથી સં. ૧૯૯૯ ના મહા વદી ૧૦ ના શુભ દિને ભવ્ય કલામય દેવરાજ શાશ્વત જિનપ્રાસાદ શ્રી વર્ધમાન જૈન આગમમંદિરની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી.

જૈનશાસ્ત્રમાં સુપ્રસિદ્ધ પીસ્તાલીસ (૪૫) આગમોની વાણી આ આગમમંદિરમાં સંગેમરમર ઉપર મનોહર રીતે કોતરવામાં આવી છે અને આખાએ મંદિરમાં આગમોના

શિલાલેખો કળામય અને કલ્પનાના ભવ્ય સ્મારક સમા આંખોને ચકિત કરી દે છે.

ભવ્ય દેવપ્રાસાદમાં શ્રી ચૌમુખજીની મનોહર મૂર્તિઓ છે. શિલાલેખોની આસપાસ ૪૩ દેરીઓ છે.

બાજુમાં ગણુધર મંદિર સોહે છે અને તેમાં ગણુધરોની પ્રતિમાની રચના બહુ જ કળામય રીતે કરવામાં આવી છે. આ ગણુધરમંદિર જામનગરનિવાસી શેઠ અમૃતલાલ કાળીદાસ તરફથી બાંધવામાં આવ્યું છે.

આ મંદિરમાં એક મોટું સુંદર 'ભોંયરું' છે અને તેમાં અનેક મૂર્તિઓ બિરાજમાન છે.

પૂજા માટે દરેક જાતની સામગ્રી રહે છે અને આ મંદિર સાથે એક બૃહત્ પુસ્તકાલયની પણ યોજના છે, જેમાં હસ્તલિખિત અને મુદ્રિત પુસ્તકોની બહુ મોટી સંખ્યા વ્યવસ્થિત રીતે ગોઠવી રાખવામાં આવી છે.





# પગલે પગલે

## જય તળેટી-

શત્રુંજય–અંતરંગ શત્રુઓ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ આદિનો જય કરવાની ભાવનાથી આત્મશુદ્ધિ, આત્મશાંતિ અને આત્મમુક્તિની પળે પળે, ક્ષણે ક્ષણે, પગલે પગલે અને વિસામે વિસામે ચઢતા ઉતરતા, એ જ ભાવના, શત્રુઓનો જય કરવાની હોવી જોઈએ, તે લક્ષ્ય ધ્યાનમાં રાખવા માટે યાત્રાને પ્રથમ પગથીએ "જય તળેટી"નાં સૂચક નામનો આપણને કદાચ ઓછો ખ્યાલ હશે.

એ જય તળેટીના પગથારમાં બન્ને હાથીઓ આપણને આવકારે છે. ડાબી બાજુનો મંડપ અમદાવાદના નગરશેઠ હેમાભાઈ વખતચંદનો બંધાવેલો છે. અને જમણી બાજુનો મંડપ ધોલેરાવાળા શેઠ વીરચંદ ભાઈચંદનો બંધાવેલો છે. અહીં જય તળેટીમાં બધી મળી કુલ અઠ્ઠાવીશ (૨૮) દહેરીઓ છે, તેમાં પગલાં જોડી ૪૧ છે.

## ધનવસીની ટ્રુંક—

છેક સ્ટેશન અને ગુરુકુલથી જે મંદિરોના શિખરો દેખાય છે તે બાજુના દહેરાંની ટૂંક મુર્શિદાબાદનિવાસી રાયબહાદુર ધનપતસિંહના પૂજ્ય માતુશ્રી મહેતાબકુંવરના નામથી બંધાવવામાં આવી છે. સં. ૧૯૫૦ માં સાહેબ ધનપતસિંહજીએ પોતે સહકુટુંબ પાલીતાણા આવી ધામધૂમથી મહા શુદ દશમે પ્રતિષ્ઠા કરાવી હતી.

પચીસ ત્રીશ પગથીઆં ચડતાં આ ટૂંકનો કિલ્લો આવે છે. અહીં ઓફિસ, ચોકી પહેરાની જગ્યા, ઉપરાત નહાવાની જગ્યા, કેશર, સુખડની ઓરડી તથા પાણીનું ટાંકું બાંધેલું છે. હંમેશાં ગરમ પાણી થાય છે.

પહેલા ચોકમાં શત્રુંજયની સુંદર રચના કરવામાં આવી છે: તેમાં ધનવસીની ટૂંક-તળાટીની બાજુના દહેરાસરથી માંડી દાદાના દહેરાસર સુધીના રમ્ય દેખાવો કર્યાં છે. ઉપરાંત નવ ટૂંકો પણ બનાવી છે. નાનકડો શત્રુંજય અહીં ખડો કરી દીધો છે. જમણી બાજુ શ્રી જિનદત્તસૂરિ ગુરુમંદિર છે. તેમાં શ્રી કૃપાચંદ્રસૂરિજી, શ્રી જિનદત્તસૂરિજી તથા શ્રી જિનકુશળસૂરિજીની મનોહર મૂર્તિઓ છે.

**રખે ભૂલી જતા**—મુખ્ય દહેરાસરમાં જતાં વચ્ચે પગથિયાંની બાજુમાં આકર્ષક દ્રશ્યો છે. જમણી તરફ રુષભ ભગવાનના પાંચ કલ્યાણકો—ચ્યવન કલ્યાણક, જન્મ કલ્યાણક, દીક્ષા કલ્યાણક, કેવળ કલ્યાણક અને મોક્ષ કલ્યાણક વગેરે છે.

સામે શ્રી સમેત શિખર, શ્રી ગિરનાર અને શ્રી પાવાપુરીના દ્રશ્યો છે. તેની જ બાજુમાં પૂજ્યશ્રી મોહનલાલજી મહારાજની મૂર્તિ છે. સામે પરમાત્માની પ્રતિમા છે; તેની બાજુમાં જમણા હાથે અષ્ટાપદજી અને ડાબા હાથે જંબૂદ્વીપના પ્રતિકો બહુ જ મનોહર છે. બન્નેનાં વર્ણનો પણ ત્યાં જ વિસ્તારથી આપવામાં આવ્યાં છે. આ દૃશ્યો રખે જોવા ભૂલી જતા.

## રમ્ય જિનાલય—

ઉપર જતાં શ્રી આદીશ્વર ભગવાનનું નવ દ્વારવાળું વિશાળ રંગમંડપ તથા સુશોભિત કારીગરીવાળું રમ્ય જિનાલય છે. સામે પુંડરીક ગણધરનું દહેરૂં છે. ચારે તરફ ફરતી ૮૪ દહેરીઓ છે. મૂળ દહેરાંની પાછળ રામાયણ વૃક્ષ અને દાદાનાં પગલાં આવેલાં છે. આ દહેરાસર એવું મનોહર છે કે પ્રત્યેક યાત્રાળુનું મન પ્રફુલ્લિત કરે છે. ત્રણ ગભારામાં દર્શન થાય છે. રંગમંડપમાં આરસ અને ચીનાઈ ટાઈલ્સ સુંદર શોભે છે. ઊંચે કાચની છત આકર્ષક લાગે છે, હાંડી ઝુમર પણ રંગબેરંગી ઝૂલી રહ્યાં છે. દીવાલોમાં મોટા આયના શોભામાં વધારો કરે છે.

જય તળાટીથી ગિરિરાજ ઉપર ચડતાં ડાબી બાજુએ દહેરીમાં શ્રી અજિતનાથનાં પગલાં છે. જમણી બાજુએ છ દહેરીઓ છે તેમાં શ્રી ગૌતમસ્વામી તથા બીજા ગણધરોના પગલાં છે તથા શ્રી કુંથુનાથ, શ્રી નેમનાથ અને શ્રી ધર્મનાથના પગલાં છે.

આ દહેરીઓના જરા પાછળ નીચાણમાં એક ગુફા છે. જેમાં હંસવાહિની સરસ્વતીની મૂર્તિ છે.

બાબુના દહેરામાંથી બીજી તરફ નીકળતાં પર્વત ઉપરનું ચઢાણ શરૂ થાય છે. આખોએ રસ્તો નાના મોટા કાળા પત્થરોથી બાંધેલો છે. ઘડીક ઉંચાણ આવે છે. ઘડીક સપાટ જગ્યા આવે છે. ઘડીક નીચાણ આવે છે. અને વચ્ચે વચ્ચે દહેરીઓ તથા યાત્રાળુઓના આરામ માટે વિસામા તેમજ વિસામે વિસામે ગરમ તેમજ ઠંડા પાણીનાં પરબોની વ્યવસ્થા સુંદર છે.

## નવીન પગથી–

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી ગિરિરાજના જૂના પગથીયાંને બદલે નવીન પગથીનું કામ ગયા વર્ષે શરૂ કરવામાં આવ્યું છે. બની શકે ત્યાં સીધો રસ્તો કરવા પ્રયાસ કરવામાં આવ્યો છે. અને નવીન પગથી ઘણી સુંદર બનાવવામાં આવે છે. હીંગળાજના હડાનો ઘણો જ કઠણ અને ચઢાણવાળો રસ્તો બાકી છે અને તેને માટે પણ બીજો સારો રસ્તો પસંદ કરવામાં આવ્યો છે. રસ્તાને વિશેષ સુંદર બનાવવા માટે બન્ને તરફ વૃક્ષારોપણ કરવામાં આવેલ છે. બે ત્રણ વર્ષમાં તો બધી તરફની પગથી અને વૃક્ષરાજી યાત્રાળુઓને આનંદ અને શાંતિ આપી રહેશે.

થોડાં પગથીઆં ઉપર ચડતા **પહેલો હડો** આવે છે. ત્યાં વિસામો અને પાણીની પરબ છે. થોડે દૂર ચડતાં **ધોળી**

પરબ કે જાળીવાળી પરબ આવે છે, તેની પાસે જમણા હાથ ઉપર દહેરીમાં ભરત ચક્રવર્તીનાં પગલાં જોડ એક છે. તે સં. ૧૯૮૫ માં સ્થાપન કરેલાં છે. અહીં બીજો હડો પૂર્ણ થાય છે. આ હડાનો રસ્તો સાઠ પાંસઠ વર્ષ પહેલાં જ બંધાયેલ છે. તે પહેલાં પગ કેડીનો રસ્તો હતો.

## નવો કુંડ—

અહીંથી સપાટ રસ્તો આવે છે અને પહેલા ઉંચાણ-વાળા ચઢાણનો થાક ઉતરી જાય છે. થોડે દૂર જતાં પહેલો કુંડ આવે છે, તે સં. ૧૮૬૧ માં સુરતવાળા શેઠ ઇચ્છાચંદે બંધાવ્યો હોવાથી ઇચ્છાકુંડ અથવા નવો કુંડ કહેવાય છે. અહીં સુંદર વિસામો છે. કુંડમાં લેખ તથા શેઠની મૂર્તિ છે.

## કુમાર કુંડ—

થોડુંક ઉપર ચડતાં એક દહેરી છે. તેમાં બાલ-બ્રહ્મચારી બાવીસમા તીર્થંકર ભગવાન નેમિનાથજી, વરદત્ત ગણધર અને શ્રી ઋષભદેવજીના એમ ત્રણ જોડી પગલાં છે. સામે વાંક બેઠક જેવો નાનો વિસામો છે. નેમનાથજીની દહેરીથી ઉપર ચડતાં થોડે દૂર લીલી પરબ નામે ડાબા હાથ ઉપર વિસામો છે ત્યાં પરબ બેસે છે. થોડે દૂર જતાં ડાબા હાથ ઉપર બીજો વિસામો આવે છે. ત્યાં એક સુંદર દહેરી છે. તે દહેરીમાં ઋષભદેવનાં પગલાં છે. તેની જોડે કુમાર કુંડ આવેલો છે. આ કુંડ તથા વિસામો ગુજરાતના મહારાજા કુમારપાળ સોલંકીએ બંધાવેલ છે.

## હીંગલાજનો હડો—

હવે સીધું ચઢાણુ આવે છે અને અહીં પ્રત્યેક યાત્રાળુ-ઓની આકરી કસોટી થાય છે. ડોળીમાં બેસનાર ભાઇ બહેનોને પણ અહીં થોડું ચાલવું પડે છે અને હીંગળાજ માતાંના પૂજારીનાં વચનો દૂર દૂરથી સંભળાય છે.

" હીંગળાજનો હડો, કેડે હાથ દઇ ચડો;
ફૂટ્યો પાપનો ઘડો, બાંધ્યો પુન્યનો પડો "

હડાની છેક ટોચે આવતાં સામે હીંગલાજ માતાનું સ્થાનક દેખાય છે. તેમાં હીંગલાજ દેવીની મુખાકૃતિનાં દર્શન થાય છે.

હીંગલાજ દેવી વિષે જુદી જુદી દંતકથાઓ છે. શત્રુંજય જ્યારે વલ્લભીપુરના સીમાડે હતો ત્યારે સમુદ્ર નજીક હતો, અને સમુદ્રની દેવી હીંગલાજ માતા ગણાય છે તેથી માનતા થતી તેથી તેનું સ્થાન શત્રુંજયમાં સ્મરણરૂપે ભક્તોએ રાખ્યું હશે.

હીંગલાજ માતા એ બલિદાનની પણ દેવી છે. અને તે મહાશક્તિશાળી તેમજ ચમત્કારી હોવાથી તેને સંતોષવા ભક્તોએ તેને સ્થાન આપ્યું હશે. એ ત્રણ મુખવાળી દેવી પણ કહેવાય છે. હીંગલાજ માતાનું એક મોટું મંદિર કાઠિ-આવાડમાં સમુદ્ર નજીકના કોઇ સ્થાને હોવાનું સાંભળ્યું છે.

હીંગલાજને અંબિકાનું સ્વરૂપ પણ કહે છે. કહે છે કે એકદા હીંગુળ નામે રાક્ષસ સિંધુ નદી તરફ જતાં આવતાં યાત્રિકોને ઘણો ઉપદ્રવ કરતો હતો, તેથી કોઇ મહાત્માએ તપના બળે અંબિકા દેવીની સાધના કરી. અંબિકા દેવીએ હીંગુળનો પરાજય કર્યો, પણ મરતાં મરતાં એક પ્રાર્થના કરી કે 'તું મારા નામે ઓળખાઇને તીર્થસ્થાનમાં મારે નામે સ્થાપન થા,' દેવી "તથાસ્તુ" કહી અંતર્ધ્યાન થયાં. આ બનાવ કરાંચી પાસેના ડુંગરોમાં જ્યાં ખાસ હીંગુળનું સ્થાનક છે ત્યાં બન્યો છે. અંબિકા દેવી સૌરાષ્ટ્ર દેશની અધિષ્ઠાયિકા દેવી છે, તેથી હીંગલાજ નામે આ તીર્થમાં ભક્તોએ તેની સ્થાપના કરી હોય.

અહીં એક સુંદર વિસામો છે. પગથીઆંના કાંઠે એક દહેરી છે, તેમાં કલિકુંડ પાર્શ્વનાથ ભગવાનના પગલાં સં. ૧૮૫૩ માં સ્થાપન કરેલાં છે. અહીં બન્ને બાજુ લાંબી બેઠક છે અને અહીં નાનાં મોટાં બધા વિસામો લઇ શકે છે અને ચઢાણનો પરિશ્રમ દૂર કરે છે.

## છાલા કુંડ—

અહીંથી જરા ચઢયા કે નાનો માનમોડીઓ આવે છે. ત્યાંથી ઉપર ચડતાં મોટો માનમોડીઓ આવે છે. નાનો માનમોડીઓ ને મોટો માનમોડીઓ એ નામ એ રીતે આપવામાં આવ્યા હોય તેમ લાગે છે કે અહીં શ્રી ગિરિરાજ ચડતાં નાના મોટા બધાનાં માન ઉતરી જાય છે, બધાને

થાક લાગે છે, બધાની કસોટી થાય છે. દાદાનાં દર્શનની કેવી તાલાવેલી છે તેની પરીક્ષા આ હીંગળાજનો હડો અને નાનો મોટો માનમોડીઓ કરે છે.

થોડે જ દૂર છાલા કુંડ આવે છે. કુંડનું પાણી ઘણું નિરોગી અને નિર્મળ છે. કુંડની બાજુમાં એક દહેરી છે અને વિસામો સુંદર છે. સામે એક ઝાડ નીચે ઓટલા ઉપર અમદાવાદવાળા નગરશેઠ હેમાભાઇ વખતચંદવાળા તરફથી સાર્વજનિક રીતે પાણીની પરબ કાયમની બેસાડેલી છે. તેની પાસે રસ્તા વચ્ચે નકશીવાળી દહેરી એકમાં પગલાં જોડ ચાર છે. તે શાશ્વતા જિન શ્રી રૂષભદેવ, શ્રી ચંદ્રાનન, શ્રી વારિષેણ તથા શ્રી વર્ધમાનનાં પગલાં છે. અહીં શીતળ પવન આવે છે. આ કુંડ ૧૮૫૮ માં બંધાવેલ છે. પગલાની સ્થાપના ૧૮૭૦ માં થયેલી છે.

## શ્રી પૂજ્યની દહેરી અથવા જિનેન્દ્ર ટૂંક—

છાલાકુંડથી પશ્ચિમ તરફ જિનેંદ્ર ટૂંક તરફ જવાનો જુદો રસ્તો છે. પણ એ ટૂંક સાવ જીર્ણ તથા ધ્વસ્ત દશામાં પડેલી હોવાથી અને દૂર કોઇ ભગ્ન ખંડિયેર હોય એમ લાગવાથી ભાગ્યેજ કોઈ યાત્રિક આ તરફ જાય છે. કોઈ યુવકો કુતૂહલવૃત્તિથી પ્રેરાઇને કે કોઇ પુરાતત્ત્વના અભ્યાસી ઇતિહાસપ્રેમથી આકર્ષાઈને આ ટૂંક તરફ જાય ત્યારે તેના અવશેષોની પ્રાચીનતા જોઈ શકાય છે.

આ ટૂંકની તપાગચ્છાલંકાર શ્રી વિજયદેવેન્દ્રસૂરીશ્વરે

પ્રતિષ્ઠા કરાવી છે. પદ્માવતીદેવી ઉપરના શિલાલેખ ઉપરથી તે સ્પષ્ટ જાણવા મળે છે.

છાલાકુંડની પશ્ચિમે વિશાળ સપાટ પ્રદેશ ઉપર આવેલી આ ટૂંક, નીચે પાલીતાણા શહેર અને તળાટી, તેમજ ઉપરની નવ ટૂંકોના સુરમ્ય જિનમંદિરો એ બેની વચ્ચે સાંકળરૂપે આ પ્રદેશ હોય તેમ લાગે છે. નીચે દૃષ્ટિ કરતાં આખાય શહેર અને તળાટીનું વિહંગદર્શન થાય છે, અને ઉપર નજર કરતાં બધી ટૂંકોનાં જિનમંદિરોની શિખરમાળા નજરે પડે છે. આ ટૂંકના ઉંચાણુને લીધે ત્યાં સતત વહેતી પવનની શીતળ લહરીઓ જાણે થાકયા યાત્રિકોને નવીન શક્તિ આપતી ન હોય ? એવું વિસામો લેવા જેવું રમ્ય સ્થાન છે. બે તરફ ઊંચા પહાડ અને બે તરફ ઊંડી ખાઈના સીમાડા ઉપર આવેલી ટૂંક સાચે જ મનોહર લાગે છે.

કુદરતી સૌંદર્યથી ભરેલી આ ટૂંક આજે જીર્ણ–શીર્ણ દેખાય છે. તેના ઉપરનાં ધર્મસ્થાનો ધ્વસ્ત થઈ ગયાં છે અને દિવસે દિવસે વધુ ધ્વસ્ત થતાં જાય છે.

આ ટૂંકમાં વચ્ચે પદ્માવતીમાતાનું દહેરું છે. તેની પાછળ ગુરુ સ્મારકવાળો વિભાગ, ગુરુ સ્મારકોની પાછળ એક–બે ઓરડાવાળું સાવ પડી ગયેલું મકાન, દક્ષિણ તરફ પાણીનો મોટો કુંડ અને તેના ચાર ખૂણા ઉપર ચાર દહેરીઓ આવેલી છે.

પદ્માવતીદેવીની પ્રતિમા સફેદ આરસની ૧૬–૧૭ ઈંચની છે, અને તેને ચાર હાથ છે. ઉપરના ડાબા જમણા બે હાથમાં

અંકુશ અને નીચેના જમણા હાથમાં માળા અને ડાબા હાથમાં બીજોરાનું ફળ છે. પ્રતિમામાં નીચે બે ડમરૂધારી, ને ઉપર બે ચામરધારી આકૃતિઓ અને તે ઉપર બે જિનપ્રતિમાઓ અને પદ્માવતીદેવીના મસ્તક ઉપર સાત ફણાઓ અને તે ઉપર પાંચ ફણાઓવાળી શ્રી પાર્શ્વપ્રભુની પ્રતિમા છે, કાનમાં કુંડળો છે.

આ મૂર્તિની ડાબી બાજુએ એક સફેદ આરસની ૧૫–૧૭ ઇંચની હનુમાનની પ્રતિમા છે.

પદ્માવતીની મૂર્તિ આગળ ૧૨–૧૩ ઇંચની સફેદ આરસની ચરણપાદુકા છે.

આ મંદિરમાં સાત ચરણપાદુકાઓવાળો લગભગ ૧૨ ઇંચનો એક પટ્ટ છે.

એક મંદિરમાં શ્રી માનભદ્રજીની ચાર હાથવાળી એક મૂર્તિ છે.

ગુરુઓના સ્મારક તરીકે ૧૮ દેરીઓ આવેલી છે. ૧૪ દેરીઓમાં પાદુકાઓ અને લેખો આવેલા છે. પંદર, સોળ, સત્તર અને અઢાર એમ ચાર દહેરીઓમાં અત્યારે પાદુકા વગેરે કશું નથી.

કુંડની ચાર દેરીઓમાં પહેલી દેરીમાં ગોડીજી પાર્શ્વનાથની પાદુકા, બીજીમાં આદિનાથ પ્રભુની પાદુકા, ત્રીજીમાં ગૌતમસ્વામીની પાદુકા અને ચોથીમાં વિજયધર્મસૂરીશ્વરજીની પાદુકા છે.

દેવ ભક્તિ નિમિત્તે પોતાની લક્ષ્મીનો સદ્-ઉપયોગ કરવાની ભાવનાવાળા દાનવીરને આ જીર્ણ પ્રાચીન ઐતિહાસિક ટૂંકનો જીર્ણોદ્ધાર કરવાને ઉત્તમ તક છે.

આ ટૂંકના સુંદર પ્રદેશને જિનમંદિરોથી સુશોભિત અને ઘંટારવોથી ગાજતું બનાવીને હજારો યાત્રાળુઓને આ તરફ આકર્ષી પોતાનું નામ અમર કરવા કોઇ દાનવીર જાગશે કે ! નવો રસ્તો આ જિનેંદ્ર ટૂંક તરફ થઇને જાય છે, તે ઘણો સરળ અને સપાટ છે.

છાલાકુંડથી ડાબા હાથે આગળ ચાલતાં થોડે દૂર એક વિસામો આવે છે. તે વિસામો શેઠ હઠીસંગ કેસરીસંગે બંધાવેલ છે. અહીંથી આગળ ચાલતાં મકાગાળી નામનો રસ્તો આવે છે તથા વિસામો ને જેઠાશાની દેરી આવે છે ભાતું શરૂ થયા પહેલાં જેઠાશા બાળકોને દૂધ પાતા અને યાત્રાળુઓને નાસ્તો આપતા. અહીંથી પહાડની છેલ્લી ટેકરી કે જેના મસ્તક ઉપર સંખ્યાબંધ નાના મોટાં જૈન દેવાલયોની હારમાળા આવેલી છે, તે દેખાય છે. શિખરોની લહકંતી ધ્વજા અને સુવર્ણ કળશો જોઈ ગિરિરાજની સમીપ પહોંચ્યાનો હૃદયમાં અનેરો આનંદ થાય છે.

## દ્રાવિડ વારિખિલ્લની દહેરી—

સપાટ ભૂમિમાં ચાલતાં એક ઊંચા ચોતરા ઉપર દહેરી

બાંધેલી છે. આ દહેરીમાં દ્રાવિડ, વારિખિલ્લ, અઈમત્તો અને નારદજી એમ ચાર મૂર્તિઓ કાઉસગ્ગ ધ્યાનથી ઉભેલી શ્યામ પત્થરની છે. આ જગ્યાએ દ્રાવિડ, વારિખિલ્લ આદિ મુનિઓ દશ ક્રોડ મુનિના પરિવાર સાથે અણસણ કરીને કાર્તક શુદિ પૂર્ણિમાને દિવસે મોક્ષે સીધાવ્યા છે તેથી કાર્તકી પુનમનો મહિમા વિશેષ છે. **કાર્તકી પુનમના ઉત્સવનો મહિમા** આ ખાસ દહેરીને જ આભારી છે.

### હીરબાઇનો કુંડ—

થોડું આગળ જતાં સામે જ ડાબા હાથ તરફ હીરબાઇનો કુંડ આવે છે. તેની બાજુમાં વિશાળ ઓટલાવાળો વિસામો છે. આ હીરબાઇએ હાથીપોળ અને વાઘણપોળ વચ્ચે આવેલી વિમળવસી ટૂંકમાં એક મંદિર પણ બંધાવ્યું છે.

### સુખણદાસનો કુંડ—

આગળ જતાં પાંચમો કુંડ આવે છે. રસ્તામાં આવતા કુંડોમાં આ કુંડ છેલ્લો છે આ કુંડ સુરતવાળા શેઠ ભુખણદાસે બંધાવેલ છે, જેમણે તળેટીરોડમાં રાણાવાવ બંધાવેલી છે. આ ઉપરાંત પાલીતાણા શહેરમાં સાત ઓરડા નામે એક ધર્મશાળા બંધાવી છે. થોડા પગથીઆં ચાલ્યા પછી જમણા હાથ ઉપર ઊંચા ઓટલા પર એક દહેરી છે. તેમાં **રામ, ભરત, શુકરાજ, શૈલકાચાર્ય અને થાવચ્ચા** એમ પાંચ કાઉસગ્ગ ધ્યાની પ્રતિમાઓ છે. તેને પાંચ પાંડવો કહે છે પણ તે પાંડવો નથી.

## રામ,ભરત,શુકશેલગસ્વામી,થાવચ્ચાનમું સિરનામી

કુંડના ચોતરા પાસે એક દહેરી છે, તેમાં સુકોશલ મુનિના પગલાં જોડ એક છે.

### હનુમાન દ્વાર—

સપાટ ભૂમિમાં આગળ ચાલતાં હનુમાનદ્વાર આવે છે. આ સ્થાન વિશ્રાન્તિ માટે સુંદર છે. અહીં હનુમાનજીની દહેરી છે, સામે ચોતરા ઉપર વિશાળ વડવૃક્ષ આવેલું છે. અહીં બે દેરીમાં પગલાં છે.

અહીંથી બે રસ્તા શરૂ થાય છે, એક જમણા હાથ તરફનો નવ ટૂંકમાં જવા માટે અને બીજો ડાબા હાથ તરફનો શ્રી આદીશ્વરદાદાની ટૂંકમાં જવાનો. શ્રમિત યાત્રાળુઓને ઠંડું પાણી, લહેરાતો મીઠો પવન અને વિસામો પૂર્ણ આરામ આપે છે.

હનુમાન દ્વારથી આપણે પહેલાં દાદાની ટૂંકમાં જઈએ. જરા આગળ ચાલતાં ડુંગરની ભેખડ આવે છે, ખીણો દેખાય છે, શત્રુંજય નદીનો દેખાવ અહીંથી રમ્ય લાગે છે. ડાબા હાથ તરફ કઠોડા જેવી મોટી પત્થરની પાળ બાંધેલી છે. થોડે દૂર ભેખડમાં એક ટેકરી જેવા ભાગમાં ત્રણ કાઉસગ્ગ મૂર્તિઓ કોરી કાઢેલી છે. જાલી, મયાલી અને ઉવયાલી એ ત્રણ મુનિઓ અણસણ કરી સિદ્ધિપદને પામ્યા, તેમના સ્મરણમાં આ મૂર્તિઓ કોતરાવેલી જણાય છે.

## રામપોળ—

થોડાં પગલાં ચાલતાં જ કિલ્લો આવે છે. આ કિલ્લો આખા તીર્થરાજને નવે ટૂંકને ફરતો બાંધેલો છે. અહીં બે જ દરવાજા છે. સં ૧૯૩૯માં જ્યારે ત્રીશ ચાલીસ હજાર યાત્રાળુઓ એકઠા થયેલા અને આવવા જવાની બહુ મુશ્કેલી પડેલી તે વખતે બાજુમાં બીજી બારી મૂકી છે તેથી હવે મેળાઓને પ્રસંગે ઠીક અનુકૂળતા રહે છે. આ બારી રામપોળ કહેવાય છે. બહારના ઓટલા ઉપર પાણીની પરબ છે. અહીં ગામડાઓમાંથી આવીને ભરવાડણો દૂધ, દહીં લઈને બેસે છે. નાના બાળકો અને ડોળીવાળા દૂધ, દહીં લઈને તાજાં થાય છે.

## પ્રથમ પાંચશિખરી મંદિર—

દાદાનાં દર્શન માટે તો અત્યંત તાલાવેલી લાગી છે પણ યાત્રા માટે આવ્યા છીએ તો વચ્ચે વચ્ચે જે જે મંદિરો વગેરે દર્શનીય સ્થાનો આવે છે તે જોતા જશો ને?

રામપોળમાં પ્રવેશતાં પાંચ શિખરવાળું ' અને ત્રણ શિખરવાળું એમ બે દહેરાસરો આવે છે. આખા તીર્થ ઉપર પાંચ શિખરનું દહેરાસર આ એક જ છે. પણ અહીં ડોળીવાળા વગેરે બેસતા હોવાથી, તથા દાદાનાં દર્શનની અત્યંત ઉત્સુકતા હોવાથી, આ તરફ ધ્યાન જતું નથી. આ દહેરાસર ઔરંગાબાદવાળા શેઠ મોહનલાલ વલ્લભદાસે બંધાવેલું છે. અને તેમાં મૂળનાયક શ્રી વિમળનાથજી છે. ત્રણ

શિખરવાળું બીજું દહેરાસર સુરતવાળા શેઠ દેવચંદ કલ્યાણ-ચંદે બંધાવેલું છે. તેમાં મૂળનાયક શ્રી સુમતિનાથજી છે. આ બન્ને દહેરાસરો બહુ જ રમણીય છે. બન્ને દહેરાસરોની મૂર્તિઓ અત્યંત મનોહર છે. બાજુમાં મોતીશાની ટૂંકની ફૂલવાડી અને મોટો સુંદર કુંડ છે. કુંડના પરથારને છેડે ટૂંકના કિલ્લાના ભાગમાં કુંતાસર દેવીનો ગોખલો છે. તેની સામી બાજુએ જાળી ભરેલી ઓરડીઓ છે. કુંડની સામે રાજવંશી મહેમાનો અને યરોપીયન લોકોને માટે ઉતારાની વ્યવસ્થા માટે સુંદર મકાન શોભી રહ્યું છે.

લાંબા, વિશાળ વીશેક પગથિયાં ચડતાં સગાળ પોળ આવે છે. ડેલીમાં ચોકી બેસે છે. ત્યાં યાત્રાળુઓ વગેરે પાસેથી લાકડી, છત્રી, મોજાં, હથિયાર આદિ વસ્તુઓ લઈ લેવામાં આવે છે, પાછાં ફરતાં તે પાછાં આપવામાં આવે છે. અંદરના ગાળાને દોલાખાડી કહેવામાં આવે છે તેમાં નોંધણકુંડ કે સગાળકુંડ અને નગારખાનું આવ્યાં છે. જમણી બાજુ ઈન્સ્પેકટરની ઓફિસ છે. સામે ગોઠી લોકોને રહેવાની ઓરડીઓ આવેલી છે.



# વાઘણ પોળ—વિમળવસહિ

વાઘણ પોળના દરવાજે એક બાજુ હનુમાન અને વાઘણની મૂર્તિઓ છે. બીજી બાજુ ભૈરવની મૂર્તિ છે. જમણા હાથ તરફ શેઠ નરસી કેશવજીની ટૂંકમાં જવાનો રસ્તો છે. પોળમાં પેસતાં ડાબા હાથ ઉપર નીચે પ્રમાણે મંદિરો છે.

(૧) **શાંતિનાથનું મંદિર**—શેઠ હીરાચંદ રાયકરણ દમણવાળાનું બંધાવેલું છે. મૂર્તિ બહુ મનોહર છે.

(૨) **ચક્કેશ્વરી માતા**—શેઠ કરમાશાએ સં. ૧૫૮૭ માં તીર્થાધિરાજ શ્રી શત્રુંજયની અધિષ્ઠાત્રી મહાદેવી શ્રી ચક્કેશ્વરી માતાની સ્થાપના કરી પ્રતિષ્ઠા કરાવી છે માતાજીની મૂર્તિ રમણીય અને ચમત્કારી મનાય છે.

બહારના ભાગમાં પદ્માવતી, નિર્વાણી, સરસ્વતી અને લક્ષ્મી એમ ચાર દેવીઓની સુંદર આકૃતિઓ છે. પાસેની દહેરીમાં વાઘેશ્વરી દેવીની બે મૂર્તિઓ અને સામે સામે બે પદ્માવતીની સુંદર મૂર્તિઓ છે.

(૩) **નેમનાથની ચોરી—કળામય મંદિર**—શત્રુંજય ઉપરના મંદિરોમાં આ મંદિર કળાનું મૂર્તિમંત

ધામ છે. આ ઘણું જૂનું લાગે છે આ મંદિર નેમનાથની ચોરી યા વિમલવસહિ અથવા ભૂલામણીનું મંદિર કહેવાય છે. એટલે આ મંદિર મંત્રીવર વિમલશાએ બંધાવ્યું હોય તેમ લાગે છે, કારણ કે તે ઉપરથી જ આ વિભાગને વિમલ-વસી* કહે છે. ઉપરાંત આબુ ઉપરના વિમલ મંત્રીના મંદિરોના કળામય દૃશ્યો અહીં તાદૃશ જોવા મળે છે. મૂળ-નાયક શ્રી સુપાર્શ્વનાથ છે. આ મંદિરના ઘુમટમાં પાવાપુરી, ગિરનાર, રાજગૃહી, સમેતશિખર આદિ તીર્થોના રંગીન ચિત્રો છે પણ આ નવીન ચિત્રો છે. તે પહેલાનાં ચિત્રો એવાં તો કળામય હતાં કે આપણને મુગ્ધકર લાગે, પણ તે કાઢી નાખવામાં આવ્યાં છે. આ ચિત્રોના બે નમૂના આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે.

બાજુના મંદિરના ઘુમટમાં નેમકુમારના જીવનના દૃશ્યો એવાં તો સજીવ અને જીવંત છે કે કળાપ્રિય આત્મા નાચી ઉઠે. આ ઘુમટમાં નેમનાથના કલ્યાણકો, નેમ-નાથના જન્મના દૃશ્યો, લગ્નના વરઘોડામાં હાથી, ઉંટ, પાલખી, રથ વગેરે સાથે જાનૈયાઓનો આનંદ, વિનોદ, નાચ-ગાન, લગ્નની તૈયારી, હસ્તમેળાપનું દૃશ્ય, નેમનાથનું રીસાઈ જવું, દીક્ષા અને મોક્ષ તથા સમવસરણની રચના, સાધુ-સાધ્વીઓ અને દેવ-દેવીઓના વંદન આદિ વિધવિધ દૃશ્યો

* વિમલવસહી ચૈત્ય છે, જુઓ ભૂલામણીમાં ચાર;
વળી ભમતી ચોમુખ બે મળી, તિહાં એકાશી જિન નિરધાર.
(અઢારમા સૈકામાં થયેલા-યતિ શ્રી અમૃતવિજયજીનું પાંચ ઢાળનું સ્તવન)

ધ્યાનથી જોવા જેવાં છે. તેના વચ્ચેના ઘુમટમાં એક મસ્તક ને પાંચ શરીર છે. જે પાંચ ઇંદ્રિયોના ,વિજય માટે મથતો આત્મા હોય તેમ લાગે છે.

નીચેના ભાગમાં નેમનાથની ચોરી સુંદર છે. તેના ઘુમટમાં વર-વધુને બેસવાના ખાલી બાજોઠ છે. પશુઓનો પોકાર અને યાદવોનો જાન લઇ આવતો સમૂહ તેમજ પાછા ચાલ્યા જતા નેમકુમારનું દશ્ય અદ્ભુત છે. ઉપરના ખૂણે રાજુલને નિરાશ વદને જોતાં હૃદય ભરાઇ જાય છે.

આ મંદિરની ઉપર ત્રણ ચોમુખજીના મંદિરો છે: વચ્ચમાં આબૂ જેવું કળામય કમળ સોહે છે. એક તરફના ઘુમટમાં ૨૪-૨૪ યક્ષો અને યક્ષિણીઓ જીવંત અને રમ્ય દેખાય છે. આ બે ઘુમટોમાં વચ્ચે એકમાં નાગપાશમાં એક મૂર્તિનું બહુ.જ મનોરમ્ય દશ્ય છે. જાણે નેમકુમાર કામનો વિજય .મેળવવા મંથન કરી રહ્યા ન હોય? બીજા ઘુમટમાં આઠ આકૃતિઓને વીંટળાઇને એક મૂર્તિ અષ્ટસિદ્ધિના પ્રતીક રૂપ દેખાય છે. આ મંદિર કળાનું મૂર્તિમંત પ્રતીક છે.

બાજુમાં પાપ-પુન્યની બારીના નામથી પ્રસિદ્ધ સાંઢણીનું દશ્ય છે.

(૪) **વિમળનાથનું મંદિર**-આ મંદિર સં. ૧૯૮૮ માં બંધાવવામાં આવ્યું છે.

(૫) **અજિતનાથનું મંદિર**-આ મંદિર પણ સં. ૧૯૮૮ માં બંધાવવામાં આવ્યું છે.

(૬) **સહસ્રફણા પાર્શ્વનાથ**–આ મંદિર ભાવનગર-નિવાસી શેઠ કુંવરજી લાધાએ સં. ૧૮૧૫ માં બંધાવેલું છે.

(૭) **નવીન મનોહર દહેરી**–આ દહેરી પાટણનિવાસી શેઠ પનાલાલ પૂરણચંદ કોટાવાળાએ રૂ. ૪૨૦૦૦) લગભગ ખર્ચ કરી બંધાવી છે. આ દહેરી આરસમય છે.

(૮) **ધર્મનાથનું મંદિર**–આ મંદિર અઢારમા સૈકાનું છે.

(૯) **ચંદ્રપ્રભુનું મંદિર**–આ મંદિર સં. ૧૬૮૩માં હીરબાઇએ બંધાવી આચાર્યશ્રી કલ્યાણસાગરસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી છે. હીરબાઇએ કુંડ પણ બંધાવ્યો છે, લેખ પણ છે. હીરબાઈ શત્રુંજયનો સંઘ લઇને આવેલ હતાં તેનો ઉલ્લેખ પણ મળે છે. આ ત્રણ બારણાવાળું મંદિર કહેવાય છે.

(૧૦) **પાર્શ્વનાથનું મંદિર**–કોટાવાળા પાનાચંદ ઉત્તમચંદનું સં. ૧૯૦૩ માં બંધાવેલું મંદિર છે.

(૧૧) **જગતશેઠનું મંદિર**–મુર્શિદાબાદના પ્રસિદ્ધ જગતશેઠ જેણે કરોડો રૂપીઆ સરકારને આપ્યા હતા એટલું જ નહિ પણ જેણે કરોડોનો વહીવટ કરી જગતશેઠનું બિરૂદ મેળવ્યું હતું તેમનું આ શ્રી સુમતિનાથનું મંદિર છે.

(૧૨) **શાંતિનાથનું મંદિર**–સં. ૧૬૭૮ માં જામનગરના મંત્રીઓ વર્ધમાન અને પદ્મસિંહે બંધાવ્યું છે.

(૧૩) **સહસ્રફણા પાર્શ્વનાથનું મંદિર**–અપલ સૂર્યકુંડના છેડાની કિનારી પર આવેલું છે.

(૧૪) **કુમારપાળનું મંદિર**—આ શ્રી ઋષભદેવ ભગવાનનો વિહાર મહારાજા કુમારપાળે બંધાવેલ છે. ઘુમટમાં કુમારપાળના જીવનના જુદા જુદા દશ્યો નવાં જ આલેખવામાં આવ્યાં છે. આ મંદિર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યના ઉપદેશથી બંધાવવામાં આવ્યું હતું. ચંદ રાજા કુકડો મટીને પુનઃ મનુષ્યત્વ પામ્યો હતો એવા જળના પ્રભાવવાળા અસલ સૂર્યકુંડના ઉપર આ મંદિર બંધાવ્યાનું કહેવાય છે.

આ વિમળવસહિમાં એક **વનરાજ** મહારાજાનું મંદિર છે. તેમ નીચેના ઉલ્લેખ ઉપરથી જણાય છે, પણ તે મંદિર કયું તે જાણવામાં આવતું નથી, પણ તે હોવાનો સંભવ ઘણો છે.

કુમાર નરિંદે કરાવિયો વિસરામી રે,
ધન ખરચી સાર વિહાર શિર નામી રે.
બાવન શિખરે વંદિયે વિસરામી રે,
ત્રિહું તેર (૭૩) જિન પરિવાર શિર નામી રે.
વલિ વનરાજ દહેરે વિસરામી રે,
પ્રતિમા વંદું સાત શિર નામી રે.

## જમણા હાથ તરફનાં મંદિરો—

વાઘણ પોળના જમણા હાથ તરફ પહેલી ટૂંક શેઠ નરશી કેશવજીની આવે છે.

(૧૫) **પંચતીર્થી મંદિર**—આ મંદિરમાં આગળ સમવસરણ, ડાબા હાથે સમેતશિખર, જમણા હાથે મેરુ

પર્વત અને મૂળનાયકનું મંદિર તથા અષ્ટાપદ એમ પંચતીર્થી શેઠ કેશવજી નાયકે સં. ૧૯૨૮ માં બંધાવ્યું છે.

(૧૬) પુંડરીકજીનું મંદિર—પંચતીર્થી મંદિરની સામે એક નાના દ્હેરાસાં પુંડરીકજી છે આ બે દહેરાંને નવમી તથા દશમી ટૂંક કહે છે. આ ટૂંકમાં અડસઠ નાની દહેરીઓ છે.

(૧૭) પદ્મપ્રભુનું મંદિર—આ મંદિર રાધનપુરવાળા મસાલીઆનું બંધાવેલું છે.

(૧૮) કવડ જક્ષ—શ્રી ચક્રેશ્વરી માતાનાં મંદિર સામે તીર્થઅધિષ્ઠાયક કવડ જક્ષ( કપર્દિયક્ષ )ની સુંદર મૂર્તિ છે. ભાવનગરવાળા શેઠ અમરચંદ જસરાજ વહોરાએ છત્રીવાળી દર્શનીય દહેરી બનાવી છે.

(૧૯) મહાવીરસ્વામીનું સંદિર—આ દહેરાસર શ્રી શાંતિનાથજીના મંદિર સામે ઊંચા પરસાળ ઉપર મહાવીરસ્વામીના સમવસરણવાળું ત્રિગડાગઢનું સં. ૧૭૮૮ માં સુરતવાળા સોમચંદ કલ્યાણચંદે બંધાવ્યું છે.

(૨૦) અમીજરા પાર્શ્વનાથ—આ મંદિર સં. ૧૭૯૧ માં ભંડારીનું બંધાવેલું બીજું મંદિર છે.

(૨૧) ચંદ્રપ્રભુનું મંદિર—આ મંદિર શા. પ્રેમજી રતનજીનું સં. ૧૭૮૮ માં બંધાવેલું છે.

(૨૨) સંભવનાથનું મંદિર—આ બોગલશાવાળાનું બંધાવેલું છે.

તેજતેજના અંબાર તથા અલૌકિક જ્યોતિર્મયી ચમત્કારી મૂર્તિનાં દર્શન કરી પોતાના આત્માને ધન્ય ધન્ય માને છે. જીવનની સાર્થકતા અનુભવે છે.

ચાંદીની મનોહર છત્રીમાં દાદા બિરાજ્યા છે. પાસે નમિ–વિનમિ કાઉસગીઆ છે. પૂજા માટે સુંદર પગથિયાં કરવામાં આવ્યાં છે. ગભારાને ચાંદીના દરવાજાથી સુશોભિત બનાવવામાં આવ્યો છે.

રંગમંડપ વિશાળ અને મનોહર છે. ગભારામાં અને બહાર જુદા જુદા ગોખમાં પ્રતિમાજીઓ બિરાજમાન છે. દાદાની સામે હાથી ઉપર ઋષભદેવનાં માતાજી બિરાજમાન છે. તેની પાસે સુનંદા તથા સુમંગળાની મૂર્તિઓ છે. રંગમંડપમાં જમણા હાથના બે ગોખમાં શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીરસ્વામીની મનહર મૂર્તિઓ છે.

દાદાનાં દર્શન કરતાં હૃદય નાચી ઊઠે છે. આત્મા પ્રફુલ્લ બને છે જગતનાં સુખ–દુઃખો ભૂલી જવાય છે. ભાવનાઓ બલવતી બને છે અને પ્રભુનાં ચરણમાં સર્વસ્વ અર્પણ કરવાની ઊર્મિ જાગ્રત થાય છે. એવો તો અપૂર્વ આનંદ ઉભરાય છે કે દર્શન કરતાં મન ધરાતું નથી. બહાર જવાનું ભાન થતું નથી. કોઈ સ્વર્ગભૂમિમાં બેઠા હોઈએ તેવો ભાસ થાય છે. યાત્રાળુઓની સંખ્યા ઓછી હોય ત્યારે દાદાની મૂર્તિ [illegible] આત્મશુદ્ધિ અને આત્મશાંતિનો અનુભ[illegible]



શ્રી તીર્થાધિરાજ આદીશ્વર દાદાનું મંદિર



(૨૩) રમણીય મંદિર-શ્રી પાર્શ્વનાથ પ્રભુનું આ મંદિર સુંદર છે. દહેરી જેવું દેખાતું હોવાથી ભાગ્યે જ આપણું ધ્યાન ખેંચાય છે. આ દહેરાસરમાં બે સુંદર કળામય હાથીઓ જોવા લાયક છે. એક ભીંતમાં નંદીશ્વર દ્વીપ તથા બીજી બાજુ અષ્ટાપદજી આરસમાં બહુ સુંદર કારીગરીથી ભરેલા શોભે છે

(૨૪) ચંદ્રપ્રભુનું મંદિર-પાટણવાળા ડુંગરશી મીઠાચંદ લાધાચંદે સં. ૧૮૬૯ માં બંધાવેલું છે.

(૨૫) સંભવનાથનું મંદિર-સુરતવાળા કેશરીચંદ વહોરાને બંધાવેલું છે.

(૨૬) અજિતનાથનું મંદિર-પાટણવાળા મીઠાચંદ લાધાચંદનું બીજું દહેરું છે.

(૨૭) પાર્શ્વનાથનું મંદિર-જીવણચંદ શેઠે સં. ૧૭૯૧ માં બંધાવ્યું છે.

(૨૮) ઋષભદેવનું મંદિર-શા. જવેરભાઈ નાનજીનું સંવત ૧૮૬૦ માં બંધાવેલું છે.

(૨૯) ધર્મનાથનું મંદિર-અમદાવાદવાળા નાનાભાઇ માણેકભાઈ માણેકવાળાનું સં. ૧૮૬૦ બંધાવેલું છે.

(૩૦) મહાવીરસ્વામીનું મંદિર-મોરબીવાળા પીતાંબરદાસ પદમશીનું સં. ૧૮૬૪ માં બંધાવેલું છે.

(૩૧) સો સ્થંભનું મંદિર-આ શ્રી ચૌમુખજીના મંદિરના ઘણાં સ્થંભો હોવાથી સો સ્થંભનું મંદિર કહેવાય

છે. જોધપુરવાળા મનોતમલ જયમલજીએ સં. ૧૯૮૬ માં બંધાવેલું છે.

(૩૨) ઋષભદેવનું મંદિર—અમદાવાદવાળા માણેક-ચંદ પાનાચંદની સ્ત્રી અંદરબાઈએ સં. ૧૮૭૩ માં બંધાવ્યું છે.

(૩૩) પદ્મપ્રભુનું મંદિર—શા. કપુરચંદ પટવાનું સં. ૧૮૬૦ માં બંધાવેલું આ દહેરાસર તળીયાથી શિખર સુધી તદ્દન આરસનું બંધાવેલું છે.

(૩૪) ધનેશ્વરસૂરિ—આ મંદિરની પાસે આરસની નકશીદાર દહેરીમાં શત્રુંજય મહાત્મ્યના કર્તા યુગપ્રધાન શ્રી ધનેશ્વરસૂરિની મૂર્તિ બે શિષ્યો સાથે દર્શનીય છે.

(૩૫) શ્રેયાંસનાથનું મંદિર—જામનગરવાળાનું સં. ૧૬૭૫ માં બંધાવેલું આ મંદિર જૂનું છે. તેમાં મોટો શિલાલેખ પણ છે.

( ૩૬–૩૭ ) સંભવનાથનાં મંદિર બે—એક અમદાવાદવાળાનું સં. ૧૯૮૨ માં બંધાવેલું છે. તથા એક રીખવદાસ વેલજીનું બંધાવેલું છે.

( ૩૮ ) શ્રી ઋષભદેવનું મંદિર—કપડવંજવાળા માણેક શેઠાણીનું આ મંદિર સુંદર છે. તેમાં એક આરસના છત્રી છે તથા મહાવીરસ્વામીની મૂર્તિ છે.

( ૩૯ ) દિગમ્બરી મંદિર—દિગમ્બર ભાઈઓને માટે એક દહેરાસર બંધાવેલું છે. તે ગઢને લગતું આવેલું છે. મોટું અને સુંદર છે.

છે. જોધપુરવાળા મનોતમલ જયમલજીએ સં. ૧૯૮૬ માં બંધાવેલું છે.

(૩૨) ઋષભદેવનું મંદિર—અમદાવાદવાળા માણેકચંદ પાનાચંદની સ્ત્રી અંદરબાઈએ સં. ૧૮૭૩ માં બંધાવ્યું છે.

(૩૩) પદ્મપ્રભુનું મંદિર—શા. કપુરચંદ પટવાનું સં. ૧૮૬૦ માં બંધાવેલું આ દહેરાસર તળીયાથી શિખર સુધી તદ્દન આરસનું બંધાવેલું છે.

(૩૪) ધનેશ્વરસૂરિ—આ મંદિરની પાસે આરસની નકશીદાર દહેરીમાં શત્રુંજય મહાત્મ્યના કર્તા યુગપ્રધાન શ્રી ધનેશ્વરસૂરિની મૂર્તિ બે શિષ્યો સાથે દર્શનીય છે.

(૩૫) શ્રેયાંસનાથનું મંદિર—જામનગરવાળાનું સં. ૧૬૭૫ માં બંધાવેલું આ મંદિર જૂનું છે. તેમાં મોટો શિલાલેખ પણ છે.

(૩૬-૩૭) સંભવનાથનાં મંદિર બે—એક અમદાવાદવાળાનું સં. ૧૬૮૨ માં બંધાવેલું છે. તથા એક રીખવદાસ વેલજીનું બંધાવેલું છે.

(૩૮) શ્રી ઋષભદેવનું મંદિર—કપડવંજવાળા માણેક શેઠાણીનું આ મંદિર સુંદર છે. તેમાં એક આરસના છત્રી છે તથા મહાવીરસ્વામીની મૂર્તિ છે.

(૩૯) દિગમ્બરી મંદિર—દિગમ્બર ભાઈઓને માટે એક દહેરાસર બંધાવેલું છે. તે ગઢને લગતું આવેલું છે. મોટું અને સુંદર છે.

કુમારપાળ મહારાજાના મંદિર સામે લીંબડીના વૃક્ષ નીચે એક પાળીયો છે તે પાલીતાણાના ભાવસાર જુવાન વિક્રમશીનો છે, જેણે શત્રુંજય ઉપર રહેનાને યાત્રાળુઓને ત્રાસ આપતા એક વાઘને મારી પોતાની જાતને સમર્પણ કરી છે. તે બહાદુર જુવાનને જોતા જશો.

સૂર્ય કુંડ—હાથીપોળની બાજુમાં એક લાંબી ગલીમાં થઇને સૂર્યકુંડ પાસે જવાય છે. એક વિશાળ, શાંત અને ઠંડક આપનાર છત્રીવાળા વિસામા પાસે સૂર્યકુંડ આવેલો છે. પાસેનો ભીમ કુંડ ઘણો વિશાળ અને પાણીથી છલોછલ ભરેલો છે, કિલ્લાની રાંગે બીજો બ્રહ્મ કુંડ, ચક્રેશ્વર કુંડ નામે કુંડ છે. સૂર્ય કુંડ પાસે એક દહેરીમાં શિવલિંગ છે. કુમારપાળના દહેરાના ઉગમણા ભાગને પછવાડે એક વિશાળ ટાંકું છે. આ ટાંકું અસલ સૂર્ય કુંડના છેડા ઉપર આવેલું કહેવાય છે. આ ટાંકાંમાંથી જળ લાવી તીર્થપતિ શ્રી આદીશ્વર ભગવાનને ન્હવણ પૂજા કરવામાં આવે છે. આ કુંડનું જળ હંમેશા નિર્મળ રહે છે.

હાથી પોળ—મોટા કદના રંગીન હાથી મનોહર લાગે છે. બંને બાજુ હાથી ઉપર દીવાલમાં બે ગોખલા કાચનાં બારણાંવાળાં છે. તેમાં પ્રતિમાજીઓ દર્શન કરવા લાયક છે. કિલ્લાની ભીંતે ૧૯૩૯ માં ત્રીસ–ચાલીસ હજાર યાત્રાળુઓનો સમૂહ થઇ જવાથી એક બીજું મોટું બારણું મૂકવામાં આવ્યું છે.

હાથીપોળમાં પેસતાં એક તરફ ચોકી પહેરો અને બીજી તરફ માળીઓને ફૂલ લઇને બેસવાનો મોટો ઓટલો છે.



# તીર્થાધિરાજનો દરબાર

હાથી પોળમાં દાખલ થતાં ટૂંકની મધ્યમાં ભવ્ય, ગગનચુંબી, ઊંચા મનોહર શિખરોવાળું, ઘુમટોની હારમાળાથી સુશોભિત મોટું મંદિર મૂળનાયક તીર્થપતિ દાદાશ્રી આદીશ્વર ભગવાનનું નજરે પડે છે. અને દૂરથી જ દાદાને પ્રણિપાત થાય છે.

આ મુખ્ય મંદિર બાહડ મંત્રીના સં. ૧૨૧૩ ના ચૌદમા ઉદ્ધાર વખતે બંધાવેલું તે છે. તેમાં પંદરમા તથા સોળમા સં. ૧૫૮૭ ના ઉદ્ધારમાં ખાસ વિશેષ ફેરફાર થયો નથી. તેને વારંવાર સમરાવવામાં આવ્યું છે પણ બાંધણી કાયમ છે. ચૌદમા ઉદ્ધારના મૂળનાયકની પ્રતિમા અલૌકિક અને ચમત્કારી છે. પંદરમા ઉદ્ધાર વખતે પ્રતિમાજીના ઉદ્ધાર

-ડવા પ્રયત્ન થયેલો પણ દાદા ઊઠયા નહિ પણ તખ્તામાં બિરાજમાન રહ્યા. અધિષ્ઠાયકે મૂળનાયકની મૂર્તિ બદલવાની આજ્ઞા ન આપી. પૂર્વે આ મંદિર મોટું ગભારામાં અંદરની ભમતીવાળું હશે તે પરઘર પાસેના ખૂણામાંહેની પ્રતિમા ઉપરથી જણાય છે.

પંદરમા ઉદ્ધાર સમયે પ્રતિમાવાળા ખૂણાના ભાગમાં આડી પાટ જડી ગભારાનો ફરતો ભાગ બંધ કરેલો લાગે છે.

**મુખ્ય મંદિરનો પુનરુદ્ધાર**—સં. ૧૫૮૭ માં કર્માશાહે શ્રી આનંદવિમલસૂરિના સદુપદેશથી શત્રુંજય તીર્થ ઉપરના મૂળ મંદિરનો ઉદ્ધાર કર્યો, પરંતુ બહુ જ પ્રાચીનતાને લીધે થોડા જ સમયમાં મૂળ મંદિરમાં જીર્ણતા જણાવતા બાસઠ વર્ષ પછી સં. ૧૬૪૯ માં જગદ્‌ગુરુ શ્રી હીરવિજય સૂરીશ્વરના ઉપદેશથી ખંભાત બંદરના મહાન ધનિક શાહ તેજપાળ સોનીએ મુખ્ય મંદિરનો પુનરુદ્ધાર કરાવ્યો અને શ્રી હીરવિજયસૂરિના પવિત્ર હાથે તેની પ્રતિષ્ઠા કરાવી.

આ વિષેનો શિલાલેખ મુખ્ય મંદિરના પૂર્વદ્વારના રંગમંડપમાં એક સ્થંભ ઉપર આવેલો છે શત્રુંજયના શિલાલેખોમાં આ સૌથી મોટો લેખ છે. તેમાં શ્રી હીરવિજયસૂરિ અકબર બાદશાહના માનભર્યા નિમંત્રણથી રાજધાની ફતેપુરમાં જઇને બાદશાહને ઉપદેશ આપી છ મહિના જીવદયા પળાવી, મૃત મનુષ્યોના ધનનો ત્યાગ કર્યો, જજીયાવેરો બંધ કર્યો, શત્રુંજય પર્વત જૈનોને સ્વાધીન કર્યો, વગેરે ઉલ્લેખ આવે છે. વળી ઓસવાળ વંશમાં આ શેઠના કુળમાં

તેજપાળ સોની તથા તેમની ધર્મપત્ની તેજળદેએ ગુરુના ઉપદેશથી ખંભાતના સુપાર્શ્વનાથ તીર્થંકરનું ભવ્ય ચૈત્ય બનાવ્યું તથા શત્રુંજયનો મોટો સંઘ કાઢી ભવ્ય રીતે પ્રતિષ્ઠા કરાવી.

આ પ્રતિષ્ઠા સમયે ગુજરાત, મેવાડ, મારવાડ, દક્ષિણ અને માળવા આદિના હજારો યાત્રી આવ્યા હતા. તેમાં ૭૨ તો મ્હોટા સંઘો હતા. શ્રી હીરવિજયસૂરિ સાથે એક હજાર તો સાધુ હતા.

મંદિરની રચના બહુ જ મનોહર છે. ભૂતલથી શિખર સુધીની ઉંચાઈ ૫૨ હાથની છે. ૧૨૪૫ કુંભો એના પર વિરાજમાન છે. વિઘ્નરૂપી હાથીઓનો નાશ કરવા માટે તત્પર એવા ૨૧ સિંહો એ મંદિર ઉપર શોભી રહ્યા છે. ચારે દિશાઓમાં ચાર યોગીનીઓ અને દસ દિક્પાલો સ્થાપેલા છે. એ મહાન મંદિરની ચારે બાજુએ ૭૨ દેવકુલિકાઓ છે. ૪ ગવાક્ષો, ૩૨ પૂતલીઓ અને ૩૨ તોરણોથી આ મંદિરની શોભા અલૌકિક દેખાય છે, વળી એ મંદિરમાં ૨૪ હાથીઓ અને બધા મળી ૭૪ સ્તંભો લાગેલા છે. આવું અનુપમ મંદિર સં. ૧૬૪૯ માં તેજપાલે તૈયાર કરાવ્યું અને તેનું 'નંદિવર્દ્ધન' એવું નામ સ્થાપન કર્યું.

આ ચૈત્યના પુનરુદ્ધાર માટે તેજપાલે જે દ્રવ્ય ખર્ચ્યું તે જોઈ લોકો તેને કલ્પવૃક્ષની ઉપમા આપતા હતા.

**જગતના તારણહાર**—દેશદેશાંતરોથી હજારો માઈલોથી આવતા યાત્રાળુઓ શ્રી આદીશ્વરદાદાની અનુપમ, ભવ્ય,

તેજતેજના અંબાર તથા અલૌકિક જ્યોતિર્મયી ચમત્કારી મૂર્તિનાં દર્શન કરી પોતાના આત્માને ધન્ય ધન્ય માને છે. જીવનની સાર્થકતા અનુભવે છે.

ચાંદીની મનોહર છત્રીમાં દાદા બિરાજ્યા છે. પાસે નમિ–વિનમિ કાઉસગીઆ છે. પૂજા માટે સુંદર પગથિયાં કરવામાં આવ્યાં છે. ગભારાને ચાંદીના દરવાજાથી સુશોભિત બનાવવામાં આવ્યો છે.

રંગમંડપ વિશાળ અને મનોહર છે. ગભારામાં અને બહાર જુદા જુદા ગોખમાં પ્રતિમાજીઓ બિરાજમાન છે. દાદાની સામે હાથી ઉપર ઋષભદેવનાં માતાજી બિરાજમાન છે. તેની પાસે સુનંદા તથા સુમંગળાની મૂર્તિઓ છે. રંગમંડપમાં જમણા હાથના બે ગોખમાં શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીરસ્વામીની મનહર મૂર્તિઓ છે.

દાદાનાં દર્શન કરતાં હૃદય નાચી ઊઠે છે. આત્મા પ્રફુલ્લ બને છે જગતનાં સુખ–દુઃખો ભૂલી જવાય છે. ભાવનાઓ બલવતી બને છે અને પ્રભુનાં ચરણમાં સર્વસ્વ અર્પણ કરવાની ઊર્મિ જાગ્રત થાય છે. એવો તો અપૂર્વ આનંદ ઉભરાય છે કે દર્શન કરતાં મન ધરાતું નથી. બહાર જવાનું ભાન થતું નથી. કોઈ સ્વર્ગભૂમિમાં બેઠા હોઈએ તેવો ભાસ થાય છે. યાત્રાળુઓની સંખ્યા ઓછી હોય ત્યારે દાદાની મૂર્તિ સામે ધ્યાન ધરીને આત્મશુદ્ધિ અને આત્મશાંતિનો અનુભવ લેવા જેવો છે.

મુખ્ય મંદિરની બહાર બે કળામય હીરાજડિત દહેરીઓ છે પાટણનિવાસી શેઠ મોતીલાલ નહાનચંદ અને શેઠ ચુનીલાલ નહાનચંદે ભરાવેલી છે.

ઉપર ચૌમુખજી અને બીજી અનેક પ્રતિમાજીઓ જોવા લાયક છે.

**રથયાત્રાનો ચોક**—દાદાનાં મંદિરના સુશોભિત વિશાળ ચોકમાં આરસપહાણ પથરાવવાનું પહેલું કામ ધુળિયાનિવાસી શેઠ સખારામ દુર્લભદાસે કરાવેલું. તેના ઉપર છાંયડા માટે ખંભાતવાળા શેઠ પોપટલાલ અમરચંદે છત્રી કરાવી હતી પણ તે વાવાઝોડામાં પડી જવાથી તે જગ્યાએ લોખંડની મજબૂત અને સુંદર છત્રી કાચથી મઢેલી જોવામાં આવે છે.

આ વિશાળ ચોકમાં યાત્રાળુઓ આનંદથી આરામ લેવા બેસે છે. રથયાત્રા અહીં કાઢવામાં આવે છે. ઘણી ઉત્તમ નકશીવાળો સોના ચાંદીનો રથ, સોના ચાંદીની પાલખી, સોના ચાંદીનો ઐરાવત હાથી, સુંદર ગાડી, સોનાના મેર આદિ બહુ મૂલ્યવાન વસ્તુઓ રથયાત્રા વખતે નીકળે છે. રથયાત્રાનો નકરો રૂાં. ૨૫ા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને ભરવો પડે છે

આ ચોકમાં એક સોના ચાંદીનું સિંહાસન રાખવામાં આવ્યું છે. તેમાં આઠે માસ હમેશાં વિધવિધ રાગ રાગણીથી પૂજા ભણાવવામાં આવે છે.

દાદાની આખી ટુંકમાં આરસ આરસ જ દેખાય છે. તેને માટે મ્હેસાણાવાળા ધર્મનિષ્ઠ શેઠ વેણીચંદ સૂરચંદે દેશાવરોમાં ટીપ કરીને ભારે શ્રમપૂર્વક આ કાર્ય કરાવ્યું છે.

**પ્રદક્ષિણા-મંદિરોનાં દર્શન**—દાદાની ટુંકને ત્રણ પ્રદક્ષિણા દેવાથી બધાં નાનાં મોટાં મંદિરો અને દહેરીઓની પ્રતિમાઓનાં દર્શન થાય છે. ત્રણ પ્રદક્ષિણાનો અર્થ એ છે કે જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ કરી ભવનો ફેરો ટાળવો.

દાદાની અલૌકિક પ્રતિમાનાં દર્શન કરી ગભારાનાં પ્રતિમાજીઓ તથા શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીરસ્વામીનાં દર્શન કરી મોટા દરવાજાની બહારની બાજુમાં આવેલ બે કાચની દહેરીઓમાંના સુંદર પ્રતિમાજીનાં દર્શન કરી દાદાના મંદિર ઉપર મધ્ય ભાગમાં શ્રી ચૌમુખજી અને ચારે બાજુ ફરતાં ગોખલાઓમંનાં પ્રતિમાજીઓ તથા ગૌતમસ્વામીનાં દર્શન કરી પ્રદક્ષિણાના નીચેના મંદિરોનાં દર્શન કરવાં જોઇએ.

**સહસ્રકૂટનું મંદિર**—આ દાદાનાં દહેરાસરની ડાબી બાજુનું પહેલું મંદિર છે. આગ્રાનિવાસી વર્ધમાનના પુત્ર માનસિંહ આદિ પાંચ ભાઇઓએ પોતાના પિતાના વચનથી તેમના સ્મરણાર્થે આ સહસ્રકૂટનું મંદિર બંધાવ્યું. અને તેની ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ સં. ૧૭૧૦ માં પ્રતિષ્ઠા કરવી.

આ મંદિરનાં દર્શન કરી આગળ જતાં દાદાનાં મંદિરની બહારની દહેરીઓના પ્રતિમાજીઓનાં દર્શન કરી ત્રીજા મંદિરમાં આવ્યા.

**સીમંધર સ્વામીનું મંદિર**—દાદાનાં દહેરાંની જમણી બાજુ શ્રી સીમંધરસ્વામીનું દહેરાસર છે. આ મંદિર વસ્તુપાળ તેજપાળે બંધાવ્યું છે. આ મંદિરમાં ઓસવાલોની કુળદેવી સચ્ચિકા દેવીની મૂર્તિ છે. સં. ૧૩૭૧ માં દેશલશાના પુત્ર સમરાશાએ પરિવાર સહિત પોતાની કુલદેવી સચ્ચિકા દેવીની સ્થાપના કરેલી છે.

એ જ મંદિરમાં દેવીના ગોખલાની બાજુમાં સંઘવી દેશલશાએ રાણા મહીપાલની મૂર્તિની સ્થાપના કરાવી છે. જે રાણાએ ભગવાનની મૂર્તિઓ માટે પોતાની ખાણમાંથી ફલક પ્રેમપૂર્વક ભેટ આપ્યું હતું.

**નવા આદીશ્વર**—બીજી ભમતીમાં જતાં આ મંદિર પહેલું આવે છે. દાદાના દહેરાંની બીજી બાજુ વસ્તુપાળ તેજપાળનું બંધાવેલું દહેરાસર છે. તેમાં સૂરતવાળા તારાચંદ સંઘવીએ ગયા સૈકામાં પ્રભુજીની પ્રતિષ્ઠા કરાવી છે.

દાદાના મોટા મંદિરમાં એક વખત વીજળી પડી. શ્રી આદીશ્વર ભગવાનની નાસિકા જરા ખંડિત થઇ. હવે શું કરવું તે વિચાર થઇ પડ્યો. બીજી પ્રતિમાજી સ્થાપન કરવા વિચાર કર્યો. નવા આદીશ્વરનું ભવ્ય મનોહર બિંબ લાવવામાં આવ્યું પણ ચમત્કારી દાદાની મૂર્તિ ઉત્થાપવા જતાં 'મા'કારનો અવાજ થયો. અધિષ્ઠાયકે રજા ન આપી. ઉદ્ધાર સુધી નહિ ઉઠવાનું જણાવ્યાથી દાદાની પ્રતિમા કાયમ રાખવામાં આવી અને નવા આદીશ્વરને વસ્તુપાળના દહેરાંમાં

પધરાવવામાં આવ્યા. આ પ્રતિમા પણ બહુ જ ભવ્ય છે. મોટા બે કાઉસગ્ગીયા તથા ચરણપાદુકા પણ સુંદર છે.

શ્રી નવા આદીશ્વરના મંદિરમાં સામેના ગોખમાં એક યુગલ છે. તે સંઘવી દેશળશાએ પોતાના વૃદ્ધ ભ્રાતા સંઘપતિ આસાધર અને તેમની સ્ત્રી રત્નશ્રીની મૂર્તિઓની સ્થાપના કરી છે.

**મેરૂશિખર**—અમદાવાદનિવાસી શેઠ માણેકલાલ મનસુખલાલ સંઘ લાવ્યા ત્યારે આરસનું મેરૂશિખર બહુ ઊંચું અને સુંદર બંધાવ્યું છે.

આગળ ચૌમુખજીના મંદિરના દર્શન કરીએ.

**સમેતશિખરનું મંદિર**—આ મંદિરમાં લોખંડના સરીયાવાળી જાળી ચારે તરફ ભીડીને બારણા મૂકેલાં છે. અહીં સમેતશિખરનું દ્રશ્ય સુંદર છે.

**ગણધર પગલાં**—આ મંદિર મૂળનાયકના મંદિરની જમણી બાજુ આવેલું છે. તેમાં ચોવીસ પ્રભુના ગણધર ૧૪૫૨ ની પાદુકા જોડી પરસાળ ઉપર સ્થાપેલાં છે. ચોવીસ તીર્થંકરનાં પણ પગલાં છે.

આગળ જતાં એક દહેરીમાં સહસ્રફણા પાર્શ્વનાથની બહુ સુંદર મૂર્તિ આવે છે.

**કળાસ્ય દહેરી**—ન્યાયાંભોનિધિ, પંજાબ દેશોદ્ધારક જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરિ પ્રસિદ્ધનામ શ્રી આત્મા-

રામજી મહારાજની બહુ જ સુંદર કળામય આરસની દહેરી
વચ્ચેના ચોકમાં જુદી જ તરી આવે છે. તેમાં શ્રી આત્મા-
રામજી મહારાજની સુંદર મૂર્તિ છે. પંજાબના શ્રી સંઘ
તથા શ્રી આત્માનંદ જૈન સભા ભાવનગર તરફથી એ કળામય
દહેરીની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

**પાંચ ભાયાનું મંદિર**—આ મંદિર ઉજ્જૈન-
નિવાસી પાંચ ભાઇઓએ બંધાવ્યું હોવાથી પાંચ ભાયાનું
મંદિર કહેવાય છે. તેમાં શ્રી સંભવનાથની મૂર્તિ બહુ સુંદર છે.

**બાજરીયાનું મંદિર**—આ મંદિર સં. ૧૬૧૫ માં
બંધાવેલું છે. તેમાં આરસના સુંદર ગોખલાઓ છે. આગળ
જતાં શ્રી નેમનાથની શ્યામ ચમત્કારી મૂર્તિ બહુ જ સુંદર
છે. બાજુની દહેરીમાં સંપ્રતિરાજાના વખતના શ્રી આદીશ્વર
ભગવાનની પ્રાચીન પ્રતિમા છે.

**વીશ વિહરમાનનું મંદિર**—આ દહેરામાં વર્તમાન
ચોવીશી તથા વીશ વિહરમાન પ્રભુનાં સુંદર નવીન ચિત્રો છે.
આ દહેરામાં ખંડિત બિંબોનું ભોંયરું છે. આ દહેરાંને
મૂળાશાના મંડપવાળું દહેરાસર કહે છે.

**અષ્ટાપદનું મંદિર**—આ મંદિર છસો વર્ષ પહેલાંનું
જણાય છે. ચારે દિશામાં બે, દસ, આઠ અને ચાર એ
પ્રમાણે સમનાસાવાળાં બિંબો છે આ મંદિરમાં વીણા
વગાડવામાં તલ્લીન રાવણની અને નૃત્ય કરતી મંદોદરીની
સુંદર મૂર્તિઓ છે. તાપસો અને લબ્ધિવંત ગૌતમસ્વામીની

પધરાવવામાં આવ્યા. આ પ્રતિમા પણ બહુજ ભવ્ય છે. મોટા બે કાઉસગ્ગીયા તથા ચરણપાદુકા પણ સુંદર છે.

શ્રી નવા આદીશ્વરના મંદિરમાં સામેના ગોખમાં એક યુગલ છે. તે સંઘવી દેશળશાએ પોતાના વૃદ્ધ ભ્રાતા સંઘપતિ આસાધર અને તેમની સ્ત્રી રત્નશ્રીની મૂર્તિઓની સ્થાપના કરી છે.

**મેરૂશિખર**—અમદાવાદનિવાસી શેઠ માણેકલાલ મનસુખલાલ સંઘ લાવ્યા ત્યારે આરસનું મેરૂશિખર બહુ ઊંચું અને સુંદર બંધાવ્યું છે.

આગળ ચૌમુખજીના મંદિરના દર્શન કરીએ.

**સમેતશિખરનું મંદિર**—આ મંદિરમાં લોખંડના સરીયાવાળી જાળી ચારે તરફ ભીડીને બારણા મૂકેલાં છે. અહીં સમેતશિખરનું દ્રશ્ય સુંદર છે.

**ગણધર પગલાં**—આ મંદિર મૂળનાયકના મંદિરની જમણી બાજુ આવેલું છે. તેમાં ચોવીસ પ્રભુના ગણધર ૧૪૫૨ ની પાદુકા જોડી પરસાળ ઉપર સ્થાપેલાં છે. ચોવીસ તીર્થંકરનાં પણ પગલાં છે.

આગળ જતાં એક દહેરીમાં સહસફણા પાર્શ્વનાથની બહુ સુંદર મૂર્તિ આવે છે.

**કુળાસ્થ દહેરી**—ન્યાયાંભોનિધિ, પંજાબ દેશોદ્ધારક જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરિ પ્રસિદ્ધનામ શ્રી આત્મા-

રામજી મહારાજની બહુ જ સુંદર કળામય આરસની દહેરી
વચ્ચેના ચોકમાં જુદી જ તરી આવે છે. તેમાં શ્રી આત્મા-
રામજી મહારાજની સુંદર મૂર્તિ છે. પંજાબના શ્રી સંઘ
તથા શ્રી આત્માનંદ જૈન સભા ભાવનગર તરફથી એ કળામય-
દહેરીની પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

**પાંચ ભાયાનું મંદિર**—આ મંદિર ઉજજૈન-નિવાસી પાંચ ભાઇઓએ બંધાવ્યું હોવાથી પાંચ ભાયાનું મંદિર કહેવાય છે. તેમાં શ્રી સંભવનાથની મૂર્તિ બહુ સુંદર છે.

**બાજરીયાનું મંદિર**—આ મંદિર સં. ૧૬૧૫ માં બંધાવેલું છે. તેમાં આરસના સુંદર ગોખલાઓ છે. આગળ જતાં શ્રી નેમનાથની શ્યામ ચમત્કારી મૂર્તિ બહુ જ સુંદર છે બાજુની દહેરીમાં સંપ્રતિરાજાના વખતના શ્રી આદીશ્વર ભગવાનની પ્રાચીન પ્રતિમા છે.

**વીશ વિહરમાનનું મંદિર**—આ દહેરામાં વર્તમાન ચોવીશી તથા વીશ વિહરમાન પ્રભુનાં સુંદર નવીન ચિત્રો છે. આ દહેરામાં ખંડિત બિંબોનું ભોંયરું છે. આ દહેરાંને મૂળાશાના મંડપવાળું દહેરાસર કહે છે.

**અષ્ટાપદનું મંદિર**—આ મંદિર છસો વર્ષ પહેલાંનું જણાય છે. ચારે દિશામાં બે, દસ, આઠ અને ,ચાર એ પ્રમાણે સમનાસાવાળાં બિંબો છે. આ મંદિરમાં વીણા વગાડવામાં તલ્લીન રાવણની અને નૃત્ય કરતી મંદોદરીની સુંદર મૂર્તિઓ છે. તાપસો અને લબ્ધિવંત ગૌતમસ્વામીની

મૂર્તિ પણ અહીં છે. આ મંદિરમાં છસો વર્ષ પહેલાં સાધુ મુનિરાજ કેવા હશે તેની યાદ આપતી એક મુનિની મૂર્તિ મંદિરમાં જતાં જમણા હાથે ઉભેલી છે. ડાંડો કેમ રાખતા, ચોળપટ્ટો કેટલે સુધી પહેરાય, ઓઘો કેમ રખાય તથા મુહપત્તિ કયા હાથમાં રાખવી વગેરે સુંદર રીતે બતાવ્યું છે. સં. ૧૩૮૩ માં આ મૂર્તિ થયેલી જણાય છે.

અહીંથી પવિત્ર રાયણને ત્રણ પ્રદક્ષિણા કરી દાદાના પગલાંનાં દર્શન કરવા.

**રાયણ પગલાં**—આદીશ્વર દાદાના પગલાનું સ્થાન પવિત્ર ગણાય છે. અહીં શ્રી ભરત મહારાજાએ ભરાવેલ મણિમય રત્નની અલૌકિક પ્રતિમાજી રાયણના વૃક્ષ નીચે ભંડાર્યા છે તે સ્થાનને કોટિ કોટિ વંદણા. આદીશ્વર દાદાનાં પગલાં કરમાશાએ સં. ૧૫૮૭ માં પધરાવેલાં છે. આરસની કમાનદાર નકશીવાળી સુંદર દહેરીમાં ઉપર આદીશ્વર ભગવાનની મનોહર સુવર્ણમય આકર્ષક મૂર્તિ છે. નીચે ગિરનાર, સમેતશિખર અને આબુનાં દૃશ્યો પણ સુંદર છે. અહીં દહેરીની પાસે સર્પ–મયૂરની આકૃતિઓ છે જેનો પણ ઉદ્ધાર થયો છે.

**ચૌમુખજી–ગંધારીયાનું મંદિર**—આ મંદિર છેલ્લી ભમતિના છેડે પુંડરીકજી જતાં આવે છે. સં. ૧૬૨૦ ના કાર્તિક શુદી ૨ ના દિવસે એ મંદિરની પ્રતિષ્ઠા ગંધારનિવાસી શા રામજી વર્ધમાન તથા પોતાના ભાઈઓ વગેરે

કુટુંબ સાથે તપગચ્છાચાર્ય શ્રી વિજયાનંદસૂરિ અને શ્રી હીરવિજયસૂરિના ઉપદેશથી કરાવી છે. મૂળનાયક શ્રી શાંતિનાથજી છે. આ મંદિરની પાસેની દહેરીમાં ૨૪ જિનની માતા જિનભગવાનને પોતાની પાસે લઇને ઊભેલી દેખાય છે.

**પુંડરીક ગણધરનું મંદિર**—દાદાના દહેરાની સામે શ્રી પુંડરીકસ્વામીનું મનોહર મંદિર છે. શેઠ કરમાશાએ સં. ૧૫૮૭ માં બંધાવેલ છે. ગભારામાં રૂપાની જાળીવાળાં કમાડ છે. આ મંદિરમાં ડાબા હાથની દીવાલમાં કંડુ રાજાની ભવકથા, મરુદેવી માતાના સ્વપ્નો, મહીપાળનું પરાક્રમ તથા મહીપાળને સૂરજકુંડના જળથી કોઢ કેમ મટ્યો તે પ્રસંગો, દિશાકુમારીની ભક્તિ અને રાજા ત્રિવિક્રમના સાત ભવની કથાના બોધક દૃશ્યો ચિત્રામણમાં આકર્ષક રીતે રજૂ કરવામાં આવ્યાં છે.

રતનપોળમાં રાયણ પગલાંની ઉત્તર દિશામાં આવેલી જુદી જુદી દહેરીઓમાં ઋષભદેવ ભગવાન તથા ભરત બાહુબલી, નમિ–વિનમી તેમજ બ્રાહ્મી અને સુંદરીની સુંદર મૂર્તિઓ છે. અહીં ચૌદ રતનનું એક સુંદર મંદિર છે. ભમતિમાં પુંડરીકસ્વામીની બાજુમાં શ્રી નેમનાથ ભગવાનની ચમત્કારિક અલૌકિક મૂર્તિ છે. તેની બાજુની દહેરીમાં સંપ્રતિ રાજાના સમયની સુંદર મૂર્તિ છે. ચોમુખજીના મંદિરની બાજુમાં ન્હાવા જતાં જમણા હાથે એક ગોખમાં પૂર્વાચાર્યોની સુંદર મૂર્તિઓ છે તેમાં મુનિ દેવસૂરિ, વિજયસિંહસૂરિ તથા ઉદયદેવસૂરિની મૂર્તિઓ છે.



# મંદિરોનું નગર

## નવ ટૂંક

આજે આપણે નવ ટૂંકનાં દર્શને જઈએ. હનુમાનદ્વારથી નવ ટૂંકનો રસ્તો જુદો પડે છે. થોડુંક ચઢતાં નવ ટૂંકનો કોટ આવે છે. સૌથી પહેલાં **અંગારશા** પીરની કબર આવે છે. મુસલમાન બાદશાહોની સૌરાષ્ટ્રની ચઢાઈઓ શત્રુંજય સુધી ન આવે, તે દીર્ઘદૃષ્ટિએ આ કબર રાખવામાં આવી હોય, તેમ લાગે છે. દંતકથા તો એવી છે કે શાહબુદ્દીન ગોરીના સમયમાં અંગારશા નામના પીરમંહમદ જેનું બીજું નામ હીંજો હતું તે થાણદાર હતો. તેના મરણ પછી તેની અવગતિ થવાથી તેના આત્માની શાંતિ માટે તેની કબર કરવામાં આવી.

ઘણાં લોકો અંગારશા પીરની માનતા કરે છે. ખરી વાત તો એ છે કે—તીર્થની રક્ષા અર્થે આ કબર કરવામાં આવી હોય તેમ લાગે છે.

## ખરતરવસી (૧)

ચૌમુખજીની ટૂંકમાં જતાં સૌથી પહેલાં ખરતરવસી આવે છે. દરવાજા સામે શેઠ નરશી કેશવજીના સ્મરણાર્થે એક સુંદર કુંડ બંધાવવામાં આવ્યો છે. તે બંધાવવામાં તેમના મુનિમ વલ્લભજીભાઈએ સારી મહેનત લીધી હોવાથી તેને વલ્લભકુંડનું નામ આપવામાં આવ્યું છે.

## નરસી કેશવજીની ટૂંક

ખરતરવસીમાં પ્રવેશતાં જમણા હાથે કચ્છી શેઠ નરશી કેશવજીની ટૂંક આવે છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૯૨૧ માં કરવામાં આવી હતી પણ મુહૂર્ત બરાબર ન હોવાથી એકઠા થયેલા યાત્રાળુઓમાં તેમજ ગામમાં ઘણાં મરણ થયાં હતાં. શબોને બાળવા સરપણ પણ ખૂટી પડેલું. શેઠ નરશી કેશવજીએ પાલીતાણા પાંજરાપોળને દેવામાંથી મુક્ત કરી હતી.

અભિનંદન-મંદિર—આ મંદિરમાં અભિનંદન-સ્વામીની મૂર્તિ છે. યક્ષ-યક્ષિણીની મૂર્તિઓ સુંદર છે. ઉપર-ના ભાગમાં ત્રણ ચૌમુખજી છે. ઉપરના રંગમંડપમાં દેવી-ઓનો રાસ અને ભગવાનનાં સમોસરણની રચના અને દેવ દેવીઓ વિવિધ વાહનો લઈને આવતાં જોવાનું દ્રશ્ય સુંદર છે. આસપાસ દહેરીઓમાં, બીજી દહેરીમાં સુખડની પ્રતિમાજી છે, તે ઉપર ચાંદીનું ખોળું મઢેલું છે.

ખરતરવસીનાં દહેરાં—

( ૧ ) શાંતિનાથ—આ દહેરાસર ઘણું પ્રાચીન છે. સંપ્રતિ રાજાનું બંધાવેલ મનાય છે. જીર્ણકામ વારંવાર થતું હોય તેમ લાગે છે ભીંતોમાં વિધવિધ ચિત્રોનાં ચિત્રામણ છે

( ૨ ) મરૂદેવી માતા—બાજુમાં મરૂદેવી માતાનું નાનકડું મંદિર છે. આ દહેરૂં પણ જૂનું છે. મરૂદેવી માતા હાથી ઉપર બિરાજેલાં છે, મૂર્તિ બહુ જ આકર્ષક છે.

( ૩ ) ચંદ્ર પ્રભુ—શેઠ નરશી નાથાએ સં. ૧૯૦૩માં બંધાવેલું છે શેઠ શેઠાણીની મૂર્તિઓ છે.

( ૪ ) ધર્મનાથ—શેઠ દેવશી પુનશી સામતનું મંદિર છે ઉપર અગાશીમાં વર્તમાન ચોવીશીના ચોવીશ ભગવાનની પ્રતિમાજીઓ છે. મધ્યમાં ચૌમુખજી છે.

( ૫ ) કુંથુનાથ—ધર્મનાથની બાજુમાં છે.

( ૬ ) અજિતનાથ—અજિતનાથ ભગવાનનું મંદિર છે

( ૭ ) ચંદ્રપ્રભુ—ચંદ્રપ્રભુનું મંદિર છે.

( ૮ ) રૂષભદેવ—મુર્શિદાબાદવાળા બાબુ ઇંદ્રચંદજી નહાલચંદજીનું સં. ૧૮૯૧ માં બંધાવેલું છે.

( ૯ ) ચૌમુખજી—ચૌમુખજીનું મંદિર છે, જેમાં પરોણા તરીકે થોડી મૂર્તિઓ છે.

( ૧૦ ) સુમતિનાથ—મુર્શિદાબાદવાળા બાબુ હરખચંદજી ગુલેચ્છાનું સં. ૧૮૯૩ માં બંધાવેલું મંદિર છે.



મોદીની ટૂંકનો કળામય ગોખ



ચૌમુખજીનું ઉચ્ચ શિખર



મંદિરોનું નગર

(૧૧) સંભવનાથ—બાબુ પ્રતાપસિંહ દુગ્ગડનું સં. ૧૮૯૧ માં બંધાવેલું છે.

(૧૨) ઋષભદેવ—બાજુમાં શ્રી ઋષભદેવનું મંદિર છે.

## ચૌમુખ ટૂંક યા સવાસોમની ટૂંક (૨)

આ ટૂંકના બે વિભાગો છે. બહારના વિભાગને ખરતર-વસી અને અંદરના વિભાગને ચોમુખ-વસી કહે છે. આ ટૂંક પર્વતના ઊંચામાં ઊંચા ભાગ ઉપર બની છે. પચીશ-ત્રીશ માઈલના દૂર દૂરના પ્રદેશથી આ ટૂંકના શિખરો દેખાય છે અને હજારો-લાખો ભાવિકો એ ગરવા ગિરિવરને વંદના કરે છે. આને સવા સોમાની ટૂંક પણ કહે છે.

આ ટૂંકના મધ્ય ભાગમાં શ્રી આદિનાથ ભગવાનનો ચતુર્મુખ પ્રાસાદ છે. જેની લંબાઈ ૬૨ ફુટ અને પહોળાઈ ૫૭ ફુટ છે. તેનું શિખર ૯૬ ફુટ ઊંચું છે મંદિરની ફરસમાં લીલા, શ્વેત તથા ભૂરા રંગના સુંદર સંગેમરમરના ટુકડા જડેલા છે. ગભારામાં બે ફુટ ઊંચા અને બાર ફુટ લાંબા અને તેટલા જ પહોળા શ્વેત આરસના સિંહાસન ઉપર ૧૦ ફુટ ઊંચી શ્રી આદીશ્વર ભગવાનની ૪ મનોહર ભવ્ય મૂર્તિઓ છે.

મીરાત ઈ. અહમદિમાં જણાવ્યા પ્રમાણે આ મંદિરોમાં ૪૮ લાખ રૂપીઆનો ખર્ચ થયો છે ૮૪૦૦૦ રૂપીઆનાં તો માત્ર દોરડાં જ થયાં હતાં

મુખ્ય મંદિરની ભવ્યતા અનુપમ છે. મુખ્ય મંદિરના રંગમંડપના ૧૨ સ્થંભો ઉપર ચોવીસ દેવીઓનાં મનોહર ચિત્રો છે. દેવીઓ વાહનો સહિત કળામય રીતે આલેખેલી જણાય છે. શત્રુંજય ઉપર આ ચિત્રામણ આકર્ષક ગણાય છે. ગભારાની પાસેના એક ગોખમાં પદ્માવતીની નાની મૂર્તિ છે. રંગમંડપના એક ખૂણામાં લક્ષ્મીજીની બીજી જ સુંદર ભાવવાહી મૂર્તિ છે. મંદિરના બહારના ભાગની કોરણી પણ સુંદર છે.

( ૧ ) **ઋષભદેવનું મુખ્ય મંદિર**—સં. ૧૬૭૫ માં શેઠ સવા સોમજીના નામથી બંધાવી પ્રતિષ્ઠા કરાવી છે.

( ૨ ) **પુંડરીકસ્વામી**—સં. ૧૬૭૫ માં શેઠ સવા સોમજીએ બંધાવી પ્રતિષ્ઠા કરાવી છે.

( ૩ ) **શાંતિનાથ**—(૪) **શાંતિનાથ**. આ બન્ને મંદિર શેઠ સુંદરદાસ રતનજીનાં બંધાવેલ છે.

(૫) **પાર્શ્વનાથ**—સં. ૧૬૭૫ નું ખીમજી સોમજીનું મંદિર છે. આ મંદિરમાં ત્રણ ચોવીશીની મૂર્તિઓ એક એક પટમાં જડેલી છે.

( ૬ ) **સીમંધરસ્વામી**—સં. ૧૭૮૪માં અમદાવાદવાળા કરમચંદ હીરાચંદનું બંધાવેલું છે.

(૭) **અજિતનાથ**—આ મંદિરમાં ભગવાનની બાજુમાં બે દેવીઓની મૂર્તિઓ બહુ જ મનોહર છે, જેનો યાત્રાળુઓને

નેમપ્રભસૂરિની ખ્યાલ નથી. વળી ગૌતમસ્વામી તથા કમળશી મૂર્તિઓ છે. આ મંદિર અમદાવાદવાળા ભણશાળી સેનાનું બંધાવેલું છે.

(૮) આદીશ્વર ભગવાનનું મંદિર છે.

(૯) શાંતિનાથ, (૧૦) પાર્શ્વનાથ (૧૧) રાયણ અને ગણધર પગલાં છે.

## છીપાવસી (૨)

આ ટુંક ઘણી નાની છે. સં. ૧૭૯૧ માં ભાવસાર (છીપા) ભાઈઓએ બંધાવી છે. તેમાં ત્રણ દહેરાં અને ચાર દહેરીઓ છે.

(૧) ઋષભદેવનું મંદિર—આ મંદિરના ગભારાની બહારની કોરણી બહુ સુંદર છે.

(૨) શ્રી શ્રેયાંસનાથનું મંદિર—આ દહેરાસર સંકરવસીના ગઢ જોડે આવેલ છે.

(૩) શ્રી નેમનાથનું મંદિર—શા હરખચંદ શીવચંદે સં. ૧૭૯૪ માં બંધાવ્યું છે.

ચમત્કારી દહેરીઓ.—

(૪-૫) શ્રી અજિતનાથ અને શ્રી શાંતિનાથની દહેરીઓ—કહેવાય છે કે આ બન્ને દહેરીઓ સામસામે હતી યુગપ્રધાન નંદિષેણસુરિ મહારાજે ચૈત્ય:

વંદન કરતાં પૂંઠ પડતી હોવાના કારણે, અજિતશાન્તિ સ્તવન બનાવ્યું. તે પૂર્ણ થતાં બન્ને દહેરીઓ જોડાજોડ થઇ ગઈ. આજે પણ તે વિદ્યમાન છે.

(૬) **સુપાર્શ્વનાથ**–મુખ્ય મંદિરની સામેના મંદિરમાં સુપાર્શ્વ પ્રભુની પ્રતિમા છે.

## સાકરવસી (૪)

અમદાવાદવાળા શેઠ સાકરચંદ પ્રેમચંદે સં. ૧૮૯૩માં ટંક બંધાવી ને પ્રતિષ્ઠા કરી સાકરવસી નામ રાખ્યું છે. ટૂંકને ફરતો કોટ છે. તેમાં ૪ દહેરાં ને ૨૧ દહેરીઓ છે.

(૧) **ચિંતામણી પાર્શ્વનાથ**—આ મુખ્ય મંદિર બહુજ સુંદર છે. પંચધાતુના મોટા મનોહર બિંબ શ્રી ચિંતામણી પાંર્શ્વનાથના છે. બે બાજુએ સ્ફટિક રત્નના સાથીયા છે. આ મંદિરમાં શેઠ–શેઠાણીના બે ગોખલા છે.

(૨) **પુંડરીકસ્વામી**—આ દહેરાસર સામે આવેલું છે

(૩) **પદ્મપ્રભુ**—શેઠ લલ્લુભાઇ જમનાદાસનું સં. ૧૮૯૩ માં બંધાવેલ છે.

(૪) **પદ્મપ્રભુ**—શેઠ મગનલાલ કરમચંદનું સં. ૧૮૯૩ માં બંધાવેલ છે.

**પાંડવોનું મંદિર**—ચૌમુખજીની ટૂંકની પાછળની બારી પાસે સૌથી નાનાં બે મંદિરો આવેલાં છે. આ મંદિર સં. ૧૭૨૧ માં શાહ દલીચંદ કીકાભાઇએ બંધાવ્યું છે. પહેલાં દહેરાંમાં પબાસણ ઉપર પાંચ પાંડવોની પાંચ ઉભી

મૂર્તિઓ સુંદર આકૃતિવાળી શોભે છે. બાજુના ગોખમાં માતા કુંતાની મૂર્તિ છે અને તેની સામેના ગોખમાં સતી દ્રૌપદીની મૂર્તિ છે.

પાછળ બીજું સહસ્રકૂટનું મંદિર છે. તે સં. ૧૮૬૦માં સુરતવાળા મૂળચંદ મયાભાઇ બાવચંદે બંધાવ્યું છે. તેમાં પ્રતિમા ૧૦૨૪ સહસ્રકૂટની છે. બાજુમાં ચૌદ રાજલોક પુરુષાકારે આરસના મનોહર છે. બીજી બાજુ સમોસરણ તથા સિદ્ધચક્રની રચના પણ સુંદર છે. તેમાં ૧૭૦ તીર્થંકરનો પટ છે. બહારના વિભાગમાં ધનુર્ધારી મૂર્તિઓ રામ, લક્ષ્મણ, સીતા, દશરથ, કૌશલ્યા, કૈકેયી, ભરત, હનુમાન, રામચંદ્ર આદિની જૂની મૂર્તિઓ છે.

## ઉજમફઇની ટૂંક—નંદીશ્વરદ્વીપ (૫)

શ્રી ઉજમબાઇ તે અમદાવાદનાં સુપ્રસિદ્ધ નગરશેઠ પ્રેમાભાઇનાં ફઇ થાય છે. આ ટૂંકમાં નંદીશ્વરદ્વીપની મનોહર રચના હોવાથી આ ટૂંક નંદીશ્વરના નામથી ઓળખાય છે.

આ મંદિરમાં સુંદર નકશીવાળી પત્થરની જાળીવાળા કિલ્લામાં પર ચૌમુખની રચના કરી છે. બાવન શૃંગ જુદા જુદા ગિરિપર્વતોથી ઓળખાય છે. આ રચનાવાળા ચૌમુખના સમૂહને નંદીશ્વરદ્વીપ કહે છે.

શ્રી ઉજમફઇએ અમદાવાદમાં અષ્ટાપદનાં દહેરાંમાં પણ નંદીશ્વરની રચના કરાવી છે. અમદાવાદમાં અને પાલીતાણામાં તેમના નામની બે ધર્મશાળાઓ છે.

( ૧ ) **નંદીશ્વર દ્વીપ**—સં. ૧૮૯૩ માં શેઠાણી ઉજમબાઈએ બંધાવ્યું છે.

( ૨ ) **કુંથુનાથ**—સં. ૧૮૪૩ માં ડાહ્યાભાઈ શેઠે બંધાવ્યું છે.

( ૩ ) **શાંતિનાથ**—બહેન પરસનબહેને બંધાવ્યું છે આ મંદિરોમાં ગોત્રદેવીની મૂર્તિઓ છે.

## હીમવસી (૬)

હીમાભાઇ શેઠે પોતાના પિતા વખતચંદ શેઠની હયાતીમાં તીર્થનો વહીવટ સંભાળ્યો હતો, તેમણે પોતાનો વ્યાપાર મુંબઈ, કલકત્તા, રતલામ, વડોદરા, ભાવનગર, વઢવાણ, પાલીતાણા, નવાનગર, ધોળકા, પાલનપુર, શિરોહી આદિ ઘણી જગ્યાઓમાં વધાર્યો હતો.

તે એવા બાહોશ ને બુદ્ધિશાલી હતા કે મોટા રાજ્યો વચ્ચેના વિક્ષેપોને દૂર કરી આપતા. મહાજનોના મતભેદ તે દૂર કરતા અને બ્રીટીશ સત્તાના તે સલાહકાર હતા અને તેમની પ્રતિષ્ઠા રાજા મહારાજાઓમાં પણ ઘણી સારી હતી. જ્યારે તે બહાર નીકળતા ત્યારે છડીદાર આગળ ચાલતો અને તેમને નગરશેઠનું કાયમનું માન હતું. ઉપરાંત જીલ્લા કોર્ટમાં ખુરશીનો હકક હતો.

અમદાવાદમાં હીમાભાઇ ઇન્સ્ટીટ્યુટ, સંગ્રહસ્થાન, કન્યાશાળા, હોસ્પીટલ, વર્નાકયુલર સોસાયટી, કોલેજ વગેરેમાં તેમનો આગળ પડતો હિસ્સો છે.

શ્રી વિજયહીરસૂરીશ્વરજીની વિદ્વત્તા અને ચમત્કાર-શક્તિની પ્રશંસા સાંભળી મોગલ બાદશાહ અકબરે જૈન તીર્થોનો ભોગવટો યાવતચંદ્રદિવાકરૌ, હંમેશને માટે કરી આપ્યો. સૂરિજીએ અમદાવાદના સુપ્રસિદ્ધ નગરશેઠ શાન્તિ-દાસ શેઠને તે ફરમાનો અને તીર્થરક્ષાની જવાબદારી સોંપી.

શાંતિદાસ શેઠના પૌત્રના પૌત્ર નગરશેઠ હીમાભાઈએ સં. ૧૮૮૨ માં આ વિશાળ ટૂંક બંધાવીને સં. ૧૮૮૬ માં મૂળ દહેરાસરની પ્રતિષ્ઠા આચાર્ય શ્રી શાંતિસાગરસૂરિના નેતૃત્વ નીચે કરાવી.

(૧) **અજિતનાથનું મંદિર**—સં. ૧૮૮૨ માં શેઠ હીમાભાઈ વખતચંદ ખુશાલચંદે બંધાવ્યું. સં. ૧૮૮૬ માં પ્રતિષ્ઠા કરાવી. આ મંદિરમાં વખતચંદ શેઠ અને જીજીબાઈની મૂર્તિઓ છે.

(૨) **પુંડરીકસ્વામી**—આ મંદિર પણ શેઠ હેમાભાઈએ બંધાવી સાથે જ પ્રતિષ્ઠા કરી.

(૩) **ચૌમુખજીનું મંદિર**—શેઠ સાકરચંદ પ્રેમચંદે સં. ૧૮૮૮ માં બંધાવ્યું.

(૪) **ચૌમુખજી**—આ મંદિર શેઠ હેમાભાઈએ સં. ૧૮૮૬ માં બંધાવ્યું.

આ ટૂંકની બહાર બે બાજુ બે નાના કુંડો આવેલા છે. તે જીજીબાઈના કુંડ કહેવાય છે.

## પ્રેમવસી (૭)

અમદાવાદ-રાજનગરના ધનાઢ્ય વેપારી મોદી પ્રેમચંદ

લવજી શ્રી સિદ્ધાચળનો સંઘ લઈ પાલીતાણા આવ્યા તીર્થપતિ શ્રી આદીશ્વર દાદાનાં દર્શન કરી ટૂંકોના દર્શનાર્થે નીકળ્યા. જુદી જુદી ટૂંકો જોઈને હર્ષિત થયા. આનંદ ઉલ્લાસમાં તેમની ભાવના એક મંદિર બાંધવાની જાગી. પરમાત્માની કૃપાથી લક્ષ્મીદેવી હાજરાહજુર હતાં. ધન-સંપત્તિની ખોટ ન હતી. મંદિરમાંથી ટૂંકની ભાવના થઈ અને ઉંચાણ ટેકરીના સપાટ ભાગમાં એક ભવ્ય ટૂંક બાંધવા યોજના કરી.

આ ટૂંકમાં આબુની સુપ્રસિદ્ધ કારીગરીના નમૂનારૂપે બે સુંદર ગોખલા છે. તે કળાનાં પ્રતીક છે. આબુના વસ્તુપાળ તેજપાળના બનાવેલા દેરાણી જેઠાણીના ગોખની યાદ આપે છે.

(૧) **ઋષભદેવ**-મુખ્ય મંદિર મોદી પ્રેમચંદ લવજીએ સં. ૧૮૪૩ માં બંધાવ્યું છે. આ મંદિરમાં ચક્રેશ્વરી માતા, યક્ષ, યક્ષિણી અને પદ્માવતી માતાના ગોખલા છે.

(૨) **પુંડરીકસ્વામી**—આ દહેરૂં પણ મોદી પ્રેમચંદ લવજીએ સં. ૧૮૪૩ માં બંધાવ્યું છે.

(૩) **સહસ્રફણા પાર્શ્વનાથ**—આ દહેરાસર સુરતવાળા રતનચંદ ઝવેરચંદ ઘુસનું બંધાવેલ તદ્દન આરસનું છે. આ દહેરામાં આરસના બે ગોખ બહુ જ સુંદર કારીગરીવાળા છે. આ મંદિરની મૂર્તિઓ બહુ જ આકર્ષક છે, મનોરમ્ય અને સજીવ લાગે છે. શેઠ શેઠાણીની મૂર્તિઓ મંદિરના ગભારામાં છે. આ મંદિરમાં એક સાસુ-વહુની કથા કળાકારે કોરી છે.

વહુ બિચારીને કશી ખબર નહોતી પણ સાસુએ તેનો

વાંક શોધી કાઢ્યો. વહુ તે સાંભળી સમસમી ગઈ. ખૂબખૂબ રડી, આંતરડી કકળી ઉઠી. ઓછામાં પૂરું પાડોશણે જૂઠી ટાપશી પૂરી, વહુના વાંકને વધાર્યો. કૂવા પૂરવા ચાલી ને દુઃખની આગથી બળબળતે મને તેણે હૃદયની આહ નાખી.

સાસુને સાપ વીંટાયો, પાડોશણને વીંછી ડંખ્યો અને વહુને વાંદરો કરડ્યો. આ બધું છતમાં કળાકારે મૂર્તિમંત બનાવ્યું છે.

(૪) **સહસ્રફણા પાર્શ્વનાથ**—સુરતવાળા રતનચંદભાઈના ભાઇ પ્રેમચંદ ઝવેરચંદ સુરતનું સામેના મંદિર જેવું જ આરસનું સુંદર બંધાવેલું છે. તેમાં પણ પાર્શ્વનાથની મૂર્તિઓ સજીવ ને મનોરમ્ય છે. આ બન્ને મંદિરોના ઉપરના ભાગમાં ચૌમુખજી છે.

(૫) **અજિતનાથ**—પાલણપુરવાળા મોદીનું બંધાવેલ છે

(૬) **ચંદ્રપ્રભુનું મંદિર**—સહુધાના નીમા શ્રાવકોનું બંધાવેલ છે.

(૭) **ચંદ્રપ્રભુનું મંદિર**—રાધનપુરવાળા શેઠ લાલચંદભાઈનું બંધાવેલ છે.

આ ટૂંકના ફરતો કિલ્લો છે. તેમાં ૭ મહોટાં મંદિર દહેરીઓમાં થઈ કુલ પ્રતિમા ૪૮૦ છે. ગણધર પગલાં જોડી ૧૪૫૨ છે.

**ખોડીયાર માતાનું સ્થાનક**—મોદીની ટૂંકના કોટ બહાર વિશાળ ચોકમાં એક કુંડ આવેલો છે. તે કુંડના નીચાણ-

ના પગથીઆ પાસે ખોડીયાર માતાનું સ્થાનક છે. તેમાં માતાજીની મૂર્તિ અને ત્રિશૂળો છે. શેઠ કુટુંબની એ કુળદેવી છે. શેઠ કુટુંબવાળાની વરઘોડીયાંની છેડાછેડી અહીં છૂટે છે. પુત્રજન્મના કર પણ અહીં આવીને કરે છે. ચોમાસામાં કુંડ પાણીથી ભરાઈ જાય છે અને પાણી માતાની મૂર્તિના ચરણ પખાલે છે, છતાં ત્રિશૂલો સ્થાનમાં જ રહે છે. માતાજી ચમત્કારી ગણાય છે.

**અદ્ભુત–આદિનાથ**—મોદીની ટૂંક ને કુંડ પાસેથી નીચાણમાં પોણોસો પગથીયાં ઉતરતાં આદિનાથ પ્રભુના અદ્ભુત મંદિરમાં જતાં એક નાની દહેરીમાં શાંતિનાથ પ્રભુની મૂર્તિ છે. તેને લોકો માણુ રતન માટે રીંસાયેલા માણેકબાઈની મૂર્તિ કહે છે પણ તે બરાબર નથી.

આ શ્રી આદિનાથ પ્રભુની આશ્ચર્યકારી મહાન પ્રતિમા ડુંગરમાંથી કોતરી કાઢેલી અને ખરેખર અદ્ભુત છે. તેને ભીમની મૂર્તિ કહેવામાં આવે છે પણ તે આદિનાથ ભગવાન-ની જ મૂર્તિ છે.

આ ભવ્યકાય મૂર્તિની ઊંચાઇ ૧૮ ફૂટ છે અને પહોળાઇ ૧૪½ ફૂટ છે. આ મૂર્તિની કોરણી અતિ પ્રાચીન છે. સં. ૧૬૮૬ માં શ્રી ધરમદાસ શેઠે તેની અંજનશલાકા પ્રતિષ્ઠા વિધિથી કરાવી છે.

અહીંથી તીર્થરાજ સામે દૃષ્ટિ કરતાં વિજય ધ્વજ ફરફરતા સુવર્ણ કળશોથી ઝળહળતા, નાના મોટા શિખરોથી શોભતા, આકાશગામી મંદિરો ભવ્ય અને રમણીય દેખાય છે.

## બાલાવસી (૮)

પ્રાચીન બંદર ગોઘા–ઘોઘામાં શેઠ દીપચંદ કલ્યાણજી નામાંકિત વ્યકિત હતા. મુંબઇ બંદરમાં વેપાર જામી પડ્યો. લક્ષ્મી વધવા લાગી તેમ તેમ ધર્મકાર્યો કરવા લાગ્યા. પોતાના ઘોઘારી ભાઇઓને મુંબઇ તેડાવી ધંધે લગાડવા લાગ્યા. મુંબઇમાં સુંદર મંદિર બંધાવવાની ભાવના જાગી. મુંબઇના મધ્ય ભાગ તરીકે ગણાતા પાયધુની ઉપર વિશાળ જગ્યા લઇ મહાન. સુંદર મંદિર બંધાવ્યું. એ મંદિર ગોડીજી-પાર્શ્વનાથના મંદિર તરીકે પ્રસિદ્ધ છે, પણ એ ઘોઘારીનું મંદિર છે. ઘણા વર્ષો સુધી તેની વ્યવસ્થા ઘોઘારી ભાઇઓના હાથમાં રહી હતી. આ મંદિરની સાથે હજારની ઉપજવાળી મોટી ચાલી બંધાવી, દેશ પરદેશમાં એક ઘોઘારી તરીકે તે પ્રસિદ્ધ થયા છે. શ્રી દીપચંદભાઇનું હુલામણું નામ બાલા-ભાઇ હતું ને બાલાભાઇ તરીકે ઓળખાતા. પાલીતાણા યાત્રાએ આવતા એક ટૂંક બાંધવાની ભાવના થઇ. અહીં લાખો રૂપીઆ ખર્ચી એક ટૂંક બાંધી, જે બાલાવસી અથવા બાલા-ભાઈની ટૂંકના નામે પ્રસિદ્ધ છે.

(૧) **ઋષભદેવ**—શેઠ બાલાભાઇએ સં. ૧૮૯૩ માં બંધાવ્યું છે. આ શ્રી ઋષભદેવની મૂર્તિનું પરઘર ઘણું જ સુંદર અને કળામય છે.

(૨) **પુંડરીકસ્વામી**—આ મંદિર પણ બાલાભાઇનું બંધાવેલ છે.

(૩) ચૌમુખજી—મુંબઈવાળા ફતેહચંદ ખુશાલચંદના ધર્મપત્ની ઉજમબાઈએ સં. ૧૯૦૮ માં બંધાવ્યું છે.

(૪) વાસુપૂજ્ય—કપડવંજના મીઠાભાઈ ગુલાબચંદે સં. ૧૯૧૬ માં બંધાવ્યું છે.

(૫) અજિતનાથનું મંદિર—ઇલોરવાળા માનચંદ વીરચંદે બંધાવ્યું છે.

(૬) શાંતિનાથનું મંદિર—પુનાવાળા શા લખમીચંદ હીરાચંદે બંધાવ્યું છે.

## મોતીશાની ટૂંક (૯)

વર્ષો પહેલાં ચૌમુખજીની ટૂંક અને શ્રી આદીશ્વરદાદાની ટૂંક વચ્ચે ઊંડી ખીણ હતી. મુંબઈના ધર્મનિષ્ઠ શેઠ મોતીશાને શત્રુંજય તીર્થ ઉપર મંદિર બંધાવવાની પ્રતિજ્ઞા હતી. તેઓ પાલીતાણા યાત્રા કરવા આવ્યા. બીજી કોઈ જગ્યા ખાલી નહોતી. શેઠે આ ઊંડી ખીણ શોધી કાઢી અને આશ્ચર્ય પમાડે તેવી રીતે તે બે ટૂંકને સાંકળરૂપે સાંધતી અદ્વિતીય ટૂંક લાખોના ખર્ચે બંધાવી. મોતીશા શેઠની શ્રદ્ધાનું આ જ્વલંત દૃષ્ટાંત ભુરિ ભુરિ પ્રશંસાને યોગ્ય છે.

**મોતીવસીના મંદિરો**—મોતીવસીના મંદિરો 'નલિની-ગુલ્મ' વિમાન આકારે સોહે છે. આ ટૂંકની ફરતો ચાર કોઠાવાળો મજબૂત કિલ્લો છે. મુખ્ય મંદિરની આસપાસ મોતીશા શેઠે પોતાના મિત્રો અને સંબંધીઓને મંદિર બંધાવવા તક આપી પોતાની ઉદારતાનું દૃષ્ટાંત ખડું કર્યું છે.

આ ટૂંકની પ્રતિષ્ઠા ૧૮૯૩ના મહા વદી ૨ ના દિવસે મોતીશા શેઠના સુપુત્ર શેઠ ખીમચંદભાઈએ કરી હતી.

(૧) **શ્રી રૂષભદેવ**—મધ્યમાં ગગનચુંબી ઊંચા શિખરોથી શોભાયમાન ભવ્ય દેવાલય છે. આ મંદિરમાં શેઠ અને શેઠાણીની મૂર્તિઓ છે.

(૨) **પુંડરીકસ્વામી**—મોતીશા શેઠે બંધાવેલું છે. પુંડરીકસ્વામીની પ્રતિમા શત્રુંજય ઉપરની મૂર્તિઓમાં બહુ જ મનોહર છે. આ મંદિરમાં એક ગોખમાં મરૂદેવી માતા આદીશ્વર ભગવાનને ખોળામાં લઇ બેઠા છે સામેના ગોખમાં નાભિરાજાની મૂર્તિ છે.

(૩) **ધર્મનાથનું મંદિર**—શેઠ હઠીસંગ કેશરીસંગ અમદાવાદવાળાએ બંધાવ્યું છે.

(૪) **ધર્મનાથનું મંદિર**—મોતીશા શેઠના દિવાન શેઠ અમરચંદ દમણીએ બંધાવેલું છે. આ મંદિરમાં રતનના સાથીયા મૂળનાયકની ભીંતે જડેલા છે.

(૫) **ચૌમુખજીનું મંદિર**—શેઠ મોતીશાના મામા શેઠ પ્રતાપમલ જોઇતાનું બંધાવેલું છે.

(૬) **ચૌમુખજીનું મંદિર**—જયતળાટીમાં ડાબા હાથે મંડપ બંધાવનાર ધોલેરાવાળા શેઠ વીરચંદ ભાઇચંદે બંધાવ્યું છે. આ બન્ને સામસામા આવેલા છે.

(૭) **રૂષભદેવનું મંદિર**—ઘોઘાવાળા પારેખ ટીકાએ

ભાઈ ફુલચંદ જેમણે મુંબઈમાં ગોડીજી મહારાજના દહેરાને મોટી મિલ્કત અર્પણ કરી છે, તેમણે બંધાવ્યું છે.

(૮) ચૌમુખજીનું મંદિર—માંગરોળવાળા નાનજી ચીનાઇનું બંધાવેલ છે.

(૯) શ્રી આદીશ્વરનું મંદિર—અમદાવાદવાળા ગલાબભાઈનું બંધાવેલ છે.

(૧૦) પદ્મપ્રભુનું મંદિર—પાટણવાળા શેઠ પ્રેમચંદ રંગજીનું બંધાવેલું છે.

(૧૧) પાર્શ્વનાથનું મંદિર—સૂરતવાળા શેઠ તારાચંદ નથ્થુભાઇનું બંધાવેલું છે.

(૧૨) ગણધર પગલાંનું મંદિર—સૂરતવાલા શેઠ ખુશાલચંદ તારાચંદનું બંધાવેલું છે.

(૧૩) સહસ્રકૂટનું મંદિર—મુંબઇવાળા શેઠ જેઠાશા નવલશાનું બંધાવેલું છે,

(૧૪) સંભવનાથનું મંદિર—શેઠ અમરચંદ દમણીના કાકા શેઠ કરમચંદ પ્રેમચંદે બંધાવેલ છે.

(૧૫) સુપાર્શ્વનાથનું મંદિર—ખંભાતવાલા પારેખ સ્વરૂપચંદ હેમચંદનું બંધાવેલું છે.

(૧૬) મહાવીરસ્વામીનું મંદિર—પાટણવાળા શેઠ દેવચંદ જેચંદ પારેખનું બંધાવેલ છે.

આ રીતે મોટાં ૧૬ મંદિરો છે અને ફરતી ૨૩૧ દહેરીઓ છે. વચ્ચેની બારીએ મહાપ્રભાવશાળી ગણિ મહારાજ શ્રી મુક્તિવિજયજી ઉર્ફે શ્રી મૂળચંદજી મહારાજની સુંદર મૂર્તિ પધરાવેલી છે. આ મુનિરાજ કાઠિયાવાડ-ગુજરાતના ભવ્ય જીવોના મહાન ઉપકારી, વિદ્વાન અને શાસન-દીપક સં. ૧૯૪૫ માં થઇ ગયા છે.

બહાર એક વાવ જેવો મોટો કુંડ છે. કુંડના છેડા તરફના કિલ્લાની ઓથે ગાળાની અધિષ્ઠાત્રી કુંતાસર દેવીની મૂર્તિ છે.

મંદિરો ૧૬ તથા દહેરીઓ ૧૨૩ માં મળી ૧૯૭૯ પ્રતિમાઓ, ૮૬ ધાતુની પ્રતિમાઓ મળી ૨૦૬૨ મૂર્તિઓ અને પગલાં જોડ ૧૪૫૭ છે.





# શત્રુંજયની પાગો

પાગ એટલે પગે ચાલીને જવાના વિધવિધ રસ્તાઓ.

ગિરિરાજની યાત્રા માટે જુદા જુદા રસ્તાઓ યોજાએલા છે અને તે દરેકનો મહિમા વર્ણવેલો છે.

(૧) મુખ્ય પાગ—પાલીતાણાની પાગ-જય તળાટીથી શરૂ થતા પ્રથમ રસ્તાને મુખ્ય પાગ કહેવામાં આવે છે. બાબુનું દહેરાસર, વીસામા, દેરીઓ, કુંડો વગેરે દર્શનીય ભાગ જોતાં જોતાં સિદ્ધાચળ ઉપર જઇ શકાય છે.

(૨) શત્રુંજી નદીની પાગ—પાલીતાણામાં તળેટી રોડ ઉપર શ્રી કલ્યાણવિમળની દહેરીના જમણા પડખેના રસ્તે થઇ બે ગાઉ ઉપર શત્રુંજી નદી આવે છે. તે પવિત્ર નદીમાં ન્હાઇને ચઢતાં માર્ગમાં ભાઠીનો વીરડો આવે છે. ત્યાં શ્રી ઋષભ પાદુકાની દહેરી છે, ત્યાં દર્શન કરી ઉપર ચડતાં વચ્ચે એક ટેકરી ઉપર દહેરી આવે છે તે દહેરી દેવકીજીના છ પુત્રોની કહેવાય છે.

શ્રી કૃષ્ણની માતા દેવકીજીને છ પુત્રો હતા, જે બહાર

ઉછર્યા હતા. છ ભાઈઓનો રાસ કહેવાય છે તે આ છ ભાઈ. આ છ દેવકી પુત્રોએ શ્રી નેમીશ્વરભગવાનના મુખથી પોતાનું નિર્વાણ શ્રી સિદ્ધાચળ ઉપર થવાનું સાંભળી છએ બંધુઓ તીર્થરાજ ઉપર શત્રુંજી નદીના રસ્તાના ખોખરાવાળી ટેકરી પાસે અણસણ કરી મુકિતપદને પામ્યા છે તેથી અહીં તેઓની દહેરી છે. પાસે રાધનપુરવાળા મસાલીઆનો બંધાવેલ કુંડ છે. શત્રુંજી નદી નહાઈને ચડવાની આ પાગ છે.

(૩) **રોહીશાળાની પાગ**—છ ગાઉની પ્રદક્ષિણાને રસ્તે એટલે રામપોળની બારીએથી જમણા હાથને રસ્તે થઈને જતાં એક દહેરીમાં શ્રી આદિનાથની પાદુકા છે તથા પાસે એક કુંડ છે. આ ઠેકાણે થોડે દૂર એક ધર્મશાળા બંધાવવામાં આવી છે, તેમ હાલમાં એક સુંદર મંદિર પણ છે. આ રોહિશાળાની પાગથી શત્રુંજય ઉપર જઈ શકાય છે.

(૪) **ઘેટીની પાગ બે યાત્રા**—કુંતાસરના મેદાનની પાસે નવ ટૂંકના રસ્તે જતાં આદિપુર–આદપુર ગામને છેડે આ પાગ આવે છે. અર્ધ રસ્તે પ્રથમ એક દહેરી આવે છે. તેમાં ચોવીશ તીર્થંકરના ચરણકમળ છે, તેની પાસે કુંડ તથા વિસામો છે ત્યાંથી જતાં તળાટીમાં પાદુકા મંદિર સુંદર છે. ફરતી જાળી છે અને ભીંતો સુંદર ચિત્રામણથી મનોહર લાગે છે. આ પાદુકા મંદિરમાં આદિનાથ આદિ ચોવીશ તીર્થંકરોનાં પગલાં છે. અહીંથી ઉપર પાછા ચડીને દાદાના દર્શન કરતાં બે જાત્રા કરી કહેવાય છે.

# પ્રદક્ષિણા.

**દોઢ ગાઉની પ્રદક્ષિણા**—રામ પોળની બારીથી બહારના ભાગમાં કિલ્લાની આજુબાજુના રસ્તે ફરતાં ફરતાં નવ ટૂંકને ફરીને બહાર બારીએથી હનુમાનદ્વાર આવી દાદાની ટૂંકમાં જઇ દર્શન કરવાથી દોઢ ગાઉની પ્રદક્ષિણા સંપૂર્ણ ગણાય છે.

**છ ગાઉની પ્રદક્ષિણા**—રામ પોળની બારી પાસેથી છ ગાઉની પ્રદક્ષિણાનો રસ્તો છે. છ ગાઉની પ્રદક્ષિણા હોવાથી રસ્તો બહુ લાંબો અને ઊંચો નીચો છે. સવારમાં વહેલા ચડી દાદાના દર્શન કરી ઉતરવા મંડવાથી એક વાગે સિદ્ધવડ પહોંચી શકાય છે. કૃષ્ણ વાસુદેવના પુત્રો સાંબ અને પ્રદ્યુમ્ન સાડી આઠ કરોડ મુનિઓ સાથે ફાગણ શુદિ તેરશને દિવસે સિદ્ધિપદને વર્યા તેથી છ ગાઉની પ્રદક્ષિણાનો મહિમા છે.

રસ્તામાં ઘણી દહેરીઓ આવે છે. આગળ જતાં ઉલકાજલ નામે એક પોલાણ આવે છે. દાદાનું નમણ અહીં જમીનમાંથી આવતું એવું મનાય છે. તેવી પોલાણની રચના હોય તો તે શક્ય પણ છે. હાલ તો છ ગાઉની યાત્રાના દિવસે બારોટ લોકો નમણ લાવીને તે ખાડામાં ભરે છે. અહીં એક નાની દહેરી છે, જેમાં શ્રી આદિનાથ ભગવાનની પાદુકા છે.

**ચિલ્લણતલાવડી**—શાસનપતિ શ્રી મહાવીરસ્વામીના

પટ્ટધર ગણધર શ્રી સુધર્માસ્વામીના મહાતપસ્વી શિષ્ય શ્રી ચિલણ મુનિ ઘણા મોટા સમૂહ સાથે વિમળાચળ તીર્થે આવતા હતા. રસ્તામાં સંઘ તૃષાતુર થયો. સંઘે પ્રાર્થના કરી 'હે તપસ્વી ! લબ્ધિતણા ભંડાર ! પ્રભુના દર્શન વિના અમારા પ્રાણ પાણી વિના ચાલ્યા જશે ' સંઘને પીડિત જોઈને મુનિરાજે પાણી દેખાડયું પણ તેનાથી તૃષા શાંત ન થઇ તેથી મુનિરાજે તપલબ્ધિથી મોટું તળાવ પાણીથી છલકાવી દીધું. સંઘ પાણીથી તૃપ્ત થઈ ગયો. આ તલાવડીનું નામ ચિલ્લણ તલાવડી પડયું. તેનું પાણી પવિત્ર છે. તેના પાનથી, સ્નાનથી, જિન અભિષેકથી યાત્રાળુ પવિત્ર અને એકાવતારી થઇ મોક્ષપદ મેળવે છે.

અહીં બે દહેરીઓમાં શ્રી અજિતનાથ તથા શાંતિનાથની પાદુકા છે પાસે સિદ્ધશિલા છે. અહીં યાત્રાળુઓ યથાશક્તિ કાઉસ્સગ કરે છે.

**ભાડવાનો ડુંગર**—આ ટેકરી ઉપર સાડી આઠ કરોડ મુનિ સાથે કૃષ્ણ વાસુદેવના પુત્રો સાંબ અને પ્રદ્યુમ્ન ફાગણ શુદ ૧૩ ના દિવસે સિદ્ધિપદને વર્યા છે. છ ગાઉની પ્રદક્ષિણાનો મહિમા આ ટેકરીને આભારી છે. અહીં એક દહેરી છે.

**સિદ્ધવડ**—અહીં અનંત મુનિરાજો મોક્ષે ગયા છે. સિદ્ધિપદને પામ્યા હોવાથી સિદ્ધવડ કહેવાય છે. શ્રી આદિનાથ પ્રભુની પાદુકા છે. સિદ્ધવડ પાસેના આંબાવાડિયામાં

ફાગણ શુદિ તેરશે છ ગાઉની યાત્રા કરી યાત્રાળુઓ એકઠા થાય છે અને મોટો મેળો ભરાય છે. અહીં દહીં, ઢેબરાં, ચા, ભાતું, શેરડીનો રસ, સાકરના પાણી વગેરે જુદાજુદા ગૃહસ્થો તરફથી અપાય છે. વન ભોજનનો આનંદ અહીં આવે છે. પાલીતાણા જવા માટે ઘોડા ગાડી તથા બેલ ગાડીઓ મળે છે. પાલીતાણા અહીંથી પાંચેક માઇલ છે.

## બાર ગાઉની યાત્રા—

બાર ગાઉની યાત્રાએ જવા માટે શત્રુંજયા નદીકાંઠે આવેલા પાંડરીયાં ગામ થઇ ભંડારીયા જવાય છે. અહીં શ્રાવકના ૨૫ ઘર છે અને દહેરાસર છે. અહીંથી કદંબગિરિ જવાય છે.

**કદંબગિરિ**—ગઇ ચોરાશીના બીજા તીર્થંકર નીરવાણીના કદંબ નામે ગણધર એક ક્રોડ મુનિ સાથે મોક્ષે ગયા છે, તેથી કદંબગિરિ તીર્થનો મહિમા છે.

તીર્થોદ્ધારક આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજીની પ્રેરણાથી આ તીર્થમાં નવીન જિનાલયો આદિ થયાં છે અને તીર્થનો મહિમા તથા વિશિષ્ટતા વધ્યાં છે.

અહીં શ્રી જિનદાસ ધર્મદાસની પેઢી છે.

**શ્રી કદમ્બવિહાર પ્રાસાદ**—આ દહેરાસરના પ્રવેશ દ્વારે બે ભવ્ય હાથીઓ સૌનું સ્વાગત કરે છે. મૂળનાયક શ્રી મહાવીરસ્વામીની મૂર્તિ મનોહર છે.

બહારના ભાગમાં ૭૫ જેટલી દહેરીઓ છે. શેઠ પોપટલાલ ધારશી તરફથી બંધાવેલ એક ત્રણ માળનો સુંદર ઉપાશ્રય છે. તથા એક વિશાળ જ્ઞાનશાળા પણ છે.

યાત્રાળુઓને ઉતરવા માટે બે ધર્મશાળાઓ છે. જમવાની વ્યવસ્થા 'ભોજનશાળા' પેઢી તરફથી ચાલે છે અને તેની વ્યવસ્થા ઘણી જ સુંદર છે.

ઉપર જતાં રસ્તામાં એક સુંદર વાવ આવે છે. તેનું પાણી નિર્મળ છે.

તળાટીમાં પેઢી તરફથી યાત્રાળુને ભાતું અપાય છે.

**આદીશ્વર જિનાલય**—પહેલું ઋષભદેવ ભગવાનનું મંદિર આવે છે. બાજુમાં બે ભવ્ય પ્રતિમાજીઓ છે, જેની અંજનશલાકા થવાની છે. બહારના ભાગમાં ૨૬ દહેરીયો છે. ઉપર એક દહેરાસરમાં શ્રી નેમનાથ ભગવાનની પ્રતિમા છે.

વાવડી પ્લોટ તરફ જતાં શત્રુંજય પટ છે. આગળ જતાં શ્રી નેમનાથ ભગવાનની શ્યામ સુંદર મૂર્તિવાળું મંદિર છે. નીચે ૧૨૧ પરોણા છે. ઉપર શ્રી સીમંધરસ્વામીની પ્રતિમા છે.

સૌથી ટોચે ગઈ ચોવીશીના નીરવાણી પ્રભુના કદંબ ગણધર ક્રોડ મુનિ સાથે મોક્ષે ગયા હતા તેમના અને શ્રી આદીશ્વર ભગવાનના પગલાં છે.

અહીં કમળાદેવીનું સ્થાનક છે. અહીં હોળીના દિવસે

હોળી પ્રગટાવવામાં આવે છે. ડુંગર હોવા છતાં આજુબાજુ કેશું નુકશાન થતું નથી. કમળાદેવીની મૂર્તિ ચમત્કારિક લાગે છે.

વાવડી પ્લોટમાં પ્રતિમાનો ભંડાર છે. અનેક જાતના રંગબેરંગી આરસની નાની મોટી ભવ્ય મનોહર પ્રતિમાજીઓ ઘણી છે. ઉપરાંત ગૌતમસ્વામી અને દેવ–દેવીઓની મૂર્તિઓ પણ છે. ધાતુની મૂર્તિઓ પણ ઘણી છે.

**હસ્તગિરિ**—કદંબગિરિથી એક ગાઉ ચોક ગામને પાદર શત્રુંજયા નદીને ઓળંગીને હસ્તગિરિ જવાય છે. ભરત રાજાના હાથીઓ આ સ્થળે મરણ પામી સ્વર્ગે ગયા તે હાથીના સ્મરણ નિમિત્તે હસ્તગિરિ તીર્થ મનાયું.

શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી નીચે શ્રી આદીશ્વર ભગવાનનું મંદિર છે. ઉપર એક દહેરીમાં આદિનાથના પગલાં છે.

# પંચતીર્થી

**જેસર**—પાલીતાણાથી બેલગાડી રસ્તે ઘેટી થઈ હાથસણી થઇ જેસર જવાય છે. અહીં ઋષભદેવ ભગવાનનું નાનકડું મંદિર છે. અહીં ઉતરવાને ધર્મશાળા તથા ઉપાશ્રય પણ છે.

**છાપરીઆળી**—આ ગામ ભાવનગરના મહારાજાએ ઢોરોનાં રક્ષણ માટે શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને આપેલું છે, અહીં મોટી પાંજરાપોળ છે, તેની વ્યવસ્થા પેઢી તરફથી થાય છે. અહીં એક દેરાસર તથા ધર્મશાળા છે

મહુવા—જાવડશા અને હંસમંત્રીના પુત્ર જગડુશા, આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વર, આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વર, અમેરિકા જઈ જૈન ધર્મનો પ્રચાર કરનાર શ્રી વીરચંદ રાઘવજીની આ જન્મભૂમિ વીરક્ષેત્રના નામે પ્રસિદ્ધ છે. અહીં જીવિતસ્વામી શ્રી મહાવીરસ્વામીની મનોહર પ્રતિમા છે. મંદિર બહુ જ મોટું અને વિશાળ છે બાજુમાં આચાર્યપ્રવર વિજયનેમિસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી નવીન દેવપ્રાસાદ બંધાવવામાં આવેલ છે.

પ્રથમ શ્રી પાર્શ્વનાથના મંદિરમાં પાષાણમાં કોતરેલ તખક તોરણ નજરે પડે છે. અહીંની કોરણી બહુ જ સુંદર છે. ભગવાન પાર્શ્વનાથ તથા શ્રી શાન્તિનાથજીની પ્રતિમાઓ મનોહર છે. બીજા સંદિરમાં શ્રી મલ્લિનાથજી ભગવાનની સાથે નીકળેલા શ્રી શાંતિનાથજી પ્રભુ બિરાજમાન છે.

ભોંયરામાં શ્રી નેમનાથ પ્રભુના અલૌકિક પ્રતિમાજી સૌને આકર્ષે છે. બાજુમાં આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજીનું પાષાણમાં કોતરેલ બાવલું જોવાલાયક છે. અહીં કસોટીના પત્થરમાંથી કોરી કાઢેલ ભગવાનશ્રી આદીશ્વર પ્રભુની ૧૦૮ આંગળ પ્રમાણની ભવ્ય પ્રતિમા છે. મહુવાના કળાકારે કોરી કાઢેલ અદ્‌ભૂત ભવ્ય પ્રતિમાજી આપણને આશ્ચર્યમુગ્ધ કરે છે ઉપર ચૌમુખજીની દેરી છે. અહીંથી શત્રુંજય ગિરિરાજના દર્શન થાય છે.

ભગવાન મહાવીરસ્વામીનો વિહાર સૌરાષ્ટ્રમાં થયો ત્યારે સિદ્ધાચળથી આગળ વધી સમુદ્રકિનારાના શહેર

મધુમતી (મહુવા)માં પધાર્યા હશે તેમ મહુવા દહેરાસરમાં હાલ પ્રતિષ્ઠિત શ્રી મહાવીરસ્વામીના બિંબ જે જીવિત-સ્વામીના નામથી ઓળખાય છે અને જે ઘણા સમયથી વીરક્ષેત્ર કહેવાય છે તે ઉપરથી જણાય છે.

આ ઉપરાંત ભગવાન મહાવીરસ્વામીએ વઢવાણમાં સ્થિરતા કરેલી હોવી જોઇએ. વઢવાણને વર્ધમાનપુર કહેવામાં આવે છે. સમુદ્ર મહુવાની પાસે છે. અહીં સ્ટીમર આવે છે અને વહાણો સફર કરે છે.

સ્ટેશન ઉપર શેઠ કસળચંદ કમળશીની ધર્મશાળા છે. શહેરમાં પણ ધર્મશાળા તથા ભોજનશાળા છે. શ્રી યશોવૃદ્ધિ જૈન બાલાશ્રમ જોવાલાયક છે.

મહુવાના હાથીદાંત, લાકડાના રમકડાં બહુ જ પ્રખ્યાત છે. ઉપરાંત જમાદારી આંબાની કેરી, નાળીયેર, સોપારી, વિલાયતી જાંબુ તથા રામફળ અને સરઘવાના શાક માટે પણ પ્રસિદ્ધ છે.

દાઠા—ઊંચી બાંધણીનું શ્રી શાંતિનાથ ભગવાનનું મંદિર છે. ધર્મશાળા પણ છે.

તળાજા—ભાવનગરથી બત્રીસ માઈલ "તળાજા" નામે સુંદર ગામ છે. મહુવાથી ભાવનગર સુધી રેલ્વેની સગવડ છે. તળાજામાં ધર્મશાળા અને ભોજનાલયની સુંદર સગવડ છે. અહીં શ્રી તાલધ્વજગિરિ ઝુલતી તોરણમાળ જેવો શોભે છે. તાલધ્વજ એ શત્રુંજયની એક ટૂંક ગણાય:

છે. આ નાનકડા રળીઆમણા ડુંગર ઉપરથી સમુદ્રને ભેટતી શત્રુંજયી નદીનો વિશાળ પટ, ગોપનાથ મહાદેવનો દ્વીપકલ્પ, સમુદ્રના મોજાંનો ચળકાટ, શત્રુંજયગિરિની ઉજ્વળ શિખરમાળ આંખને આનંદ આપે છે.

અહીં ડુંગરનું ચઢાણ બહુ સુલભ છે. નરસિંહ મહેતાનું જન્મસ્થાન તળાજા છે અને ડુંગર ઉપર નરસિંહ મહેતાની નિશાળનું સ્થાન છે. એભલમંડપના નામથી પ્રસિદ્ધ ગુફા–બૌદ્ધ ગુફાનાં અવશેષનું સ્મરણ કરાવે છે.

અહીં બૌદ્ધ ધર્મના ભિક્ષુઓના અભ્યાસ માટે પ્રાચીન વિહાર હતો અને ગુણમતિ–સ્થિરમતિ જેવા વિદ્વાનો તળાજા વિહારમાં રહ્યાનો ઉલ્લેખ મળે છે.

ડુંગર ઉપર એક સુંદર મંદિર છે તેમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ મનોહર છે. બીજી ટૂંકમાં શ્રી સુમતિનાથ દાદા–સાચા દેવની ચમત્કારી મૂર્તિ છે. ત્રીજી ટૂંકમાં ચૌમુખજીનું મંદિર છે. ત્યાં એક કીર્તિસ્તંભ છે.

**ત્રાપજ–તણસા**—આ બન્નેમાં શ્રી પાર્શ્વનાથના મંદિરો અને ઉતરવા માટે ધર્મશાળા છે.

**ઘોઘા**—થોડા વર્ષો પહેલાં ઘોઘા મોટું બંદર હતું. આજે આખું તે ભાંગી પડયું છે. મોટું દહેરાસર નવખંડા પાર્શ્વનાથનું સુંદર છે. મૂર્તિ પ્રાચીન અને અલૌકિક છે. તેના ગઢમાં બીજાં ચાર મંદિરો છે.

ચંદ્રપ્રભુનું અને જીરાવળા પાર્શ્વનાથનું મંદિર છે. ઉતરવાને શેઠ હઠીભાઈની ધર્મશાળા છે. હઠીભાઈ શેઠના ધર્મપત્ની હરકુંવર શેઠાણી ઘોઘાના જ હતા.

**ભાવનગર**—મોટું શહેર છે. મોટા સ્ટેશન પાસે શેઠ હીરાલાલ અમૃતલાલની ધર્મશાળા છે. પાસે જૈન ભોજનશાળા પણ છે. ભાવનગરમાં ચાર મોટાં દહેરાસરો છે.

શહેરમાં મોટું દહેરાસર શ્રી આદીશ્વર ભગવાનનું છે, તેમાં બીજાં ચાર દહેરાસરો છે..

ગોડીજીનું દહેરાસર વોરા બજારમાં જતાં આવે છે. તેમાં બીજાં ત્રણ દહેરાસરો છે.

વડવામાં શ્રી ચંદ્રપ્રભુનું સુંદર મંદિર છે. દાદાસાહેબમાં શ્રી મહાવીરસ્વામીનું મોટું મંદિર જોવા લાયક શહેરની બહાર છે. ત્યાં ધર્મશાળા તથા જૈન બોર્ડિંગ છે. દહેરાસરને ફરતો કોટ છે. પ્રસિદ્ધ મુનિશ્રી મૂળચંદજી મહારાજ તથા મુનિશ્રી વૃદ્ધિચંદજી મહારાજની આરસની સુંદર જાળીવાળી નકશીદાર દહેરીઓમાં પગલાં છે.

શહેરમાં શ્રી જૈનધર્મ પ્રસારક સભા અને શ્રી જૈન આત્માનંદ સભા, જન વિદ્યાર્થીભુવન, યશોવિજયજી ગ્રંથમાળા, ત્રિ. ભા. જૈન કન્યાશાળા વગેરે સંસ્થાઓ છે. પીલગાર્ડન, બોરતળાવ, ઝુલતો પુલ, તખ્તસિંહજી હોસ્પીટલ વગેરે જોવા લાયક છે.

શીહોર—પાલીતાણાનું શિહોર જંકશન છે, શિહોરમાં શ્રી સુપાર્શ્વનાથ ભગવાનનું સુંદર મંદિર છે. ધર્મશાળા પણ છે. જૈન ભોજનશાળા પણ શરૂ થઇ છે.

શિહોરના પેંડા, ત્રાંબા પિત્તળના વાસણો અને તમાકુ વખણાય છે.

## શહેર યાત્રા.

મોટું દહેરૂં—શહેરના મધ્ય ભાગમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી પાસે એક રમણીય મંદિર છે. સં. ૧૮૧૭ માં દીવ બંદરનિવાસી શેઠ રૂપચંદ ભીમશીએ બંધાવ્યું છે. શ્રી આદીશ્વર ભગવાનની પ્રતિમા અલૌકિક છે. આ મંદિરને ફરતો કોટ છે. પૂજા ભણાવવાનો આરસમય સુંદર ચોક છે. દરવાજાના મોટા હાથીઓ સૌ કોઇને આકર્ષે છે.

ગોડીજીનું દહેરૂં—સં. ૧૮૫૦ માં સુરતનિવાસી ભણશાળી હીરાચંદ ધર્મચંદના ધર્મપત્ની શ્રી હેમકુંવર શેઠાણીએ પોતાને રહેવાના મકાનમાં ઘર દહેરાસર તરીકે બંધાવ્યું હતું. તેમાં ધાતુના પ્રતિમાજી મૂળનાયક તરીકે હતા. આ. ક. ની પેઢી તરફથી આ દહેરાસર નવું ચણાવવામાં આવ્યું. સં. ૧૯૯૦ ની સાલમાં આચાર્યશ્રી વિજયલબ્ધિસૂરિજીના વરદ હસ્તે જેઠ શુદ ૧૧ ના રોજ પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. મૂળનાયક તરીકે શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજી છે.

અત્રેના સંઘના પ્રયાસથી આ અલૌકિક પ્રતિમા ઘોલેરાથી લાવવામાં આવ્યાં હતાં અને સંઘ તરફથી તેની પ્રતિષ્ઠા થઇ હતી. બીજાં બે શ્રી પાર્શ્વનાથજીનાં પ્રતિમાજી શત્રુંજય ઉપર નેમનાથની ચોરીવાળા મંદિરમાં સમારકામ કરતાં એક ભીંતમાંથી નીકળ્યાં હતાં તે પણ મનોહર છે.

**શ્રી શાંતિનાથનું દહેરૂં**—કાપડ બજારમાં દરબારગઢની બાજુમાં ખરતગચ્છના યતિવર્ય શ્રી કરમચંદજી હેમચંદજીએ પોતાના કબજાવાળા વિશાળ ડેલાની અંદર મેડી ઉપર સં. ૧૯૫૦ માં એક મંદિર બંધાવ્યું છે તેની વ્યવસ્થા યતિવર્ય શ્રી લક્ષ્મીચંદજી મહારાજ કરે છે. તેમાં શ્રી શાંતિનાથજી ભગવાન તથા બીજી પ્રતિમાજીઓ અને પગલાં છે.

## શહેર બહારના મંદિરો.

**નરશી કેશવજીનું દહેરૂં**—શેઠ નરશી કેશવજીની ધર્મશાળામાં ચૌમુખજીનુ મંદિર છે સં. ૧૯૨૧ માં એક દહેરાસરની પ્રતિષ્ઠા થયેલી છે. ઉપર પણ ચૌમુખજીની સુંદર પ્રતિમાઓ છે.

**નરશી નાથાનું દહેરૂં**—શેઠ નરશી નાથાની ધર્મશાળામાં મોટા દરવાજા પાસેની મેડી ઉપર મંદિર છે. આ મંદિરની પ્રતિષ્ઠા સં. ૧૯૨૮ માં કરવામાં આવી છે. મૂળનાયક શ્રી ચંદ્રપ્રભુજી છે.

**શ્રી મહાવીરસ્વામીનું દહેરું**—શ્રી વીરબાઇ પાઠશાળા અને લાઇબ્રેરી સાથે અંદરના ભાગમાં શેઠ કેશવજી નાયકના ધર્મપત્ની વીરબાઇએ સં. ૧૯૫૪ માં એક ભવ્ય મકાન બંધાવી પ્રતિષ્ઠા કરાવી છે. મૂળનાયક શ્રી મહાવીરસ્વામી છે.

**મોતી સુખીયાનું દેહરું**—મોતી સુખીયાની ધર્મશાળામાં એક શિખરબંધ દહેરાસરજી છે. સં. ૧૯૪૮ માં પ્રતિષ્ઠા થયેલી છે. પ્રતિમા ૧૪ છે. મૂળનાયક શ્રી આદીશ્વર પ્રભુ છે.

**કંકુબાઈનું દહેરું**—કલ્યાણ ભુવનની બાજુમાં કંકુબાઇની ધર્મશાળામાં મેડી ઉપર એક મંદિર છે. આદીશ્વર ભગવાનની મૂર્તિ છે. બીજા પણ પાર્શ્વનાથ વગેરે ભગવાનની પ્રતિમાજીઓ સુંદર છે.

**જસકુંવરનું દહેરું**—સુરતનિવાસી જસકુંવરબહેને સં. ૧૯૪૯ માં ધર્મશાળા બંધાવીને જુદા કમ્પાઉન્ડમાં શિખરબંધ દહેરું કરાવી પ્રતિષ્ઠા ક ાવી છે. કુલ પ્રતિમા ૧૩ છે. મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભ ગવાન છે.

**માધવલાલ બાબુનું દહેરું**—કલકત્તાનિવાસી માધવલાલ દુગ્ગડ બાબુએ સં. ૧૯૫૮ માં એક ધર્મશાળા બાંધી તેમાં શિખરબંધ દહેરું કરી પ્રતિષ્ઠા કરાવી છે. કુલ પ્રતિમાજી ૩૧ છે મૂળનાયક શ્રી સં.ચા દેવ સુમતિનાથ છે.

**દાદા સાહેબનાં પગલાં**—કલ્યાણ ભુવન, ચાંદ ભુવન ધર્મશાળાની બાજુના ખાંચામાં ગોરજીની વાડીમાં ખરતર ગચ્છના આચાર્યશ્રી જિનદત્તસૂરીશ્વરજીના પગલાં છે. મોટા ખરચે નવું મંદિર તૈયાર કરાવવામાં આવ્યું છે. સુંદર પગલાં જોડી છ છે.

**જૈન ગુરુકુળનું દહેરું**—સ્ટેશનની સામે જૈનગુરુકુળ જોવાલાયક સંસ્થા છે. તેમાં એક દહેરાસરજી છે. મૂળનાયક શ્રી સુમતિનાથ છે. આ દહેરાસરમાં પાટણની પ્રાચીન કારીગરીવાળું નકશીદાર આબૂની કારીગરીની યાદ આપે તેવું સુંદર સિંહાસન કળાનો નમૂનો છે. ઉપરાંત ઉપા શ્રી યશોવિજયજી મહારાજ, ગુરુકુળના સંસ્થાપક શ્રી ચારિત્રવિજયજી મહારાજ તથા હંસવાહિની સરસ્વતી દેવીની મૂર્તિઓ જોવાલાયક છે.

**જૈન બાળાશ્રમનું દહેરું**—તલાટી રસ્તે જતાં જૈન બાલાશ્રમ આવે છે. તેમાં એક દહેરાસરજી છે. મૂળનાયક શ્રી પાર્શ્વનાથ છે.

## પાદુકા દહેરીઓ

**જૂની તળેટી**—શત્રુંજયની વર્તમાન તળેટી પહેલાં આ સ્થળ તળેટીનું હતું. કંકુબાઈની ધર્મશાળા પાસે એક ચોતરા ઉપર દહેરી બેમાં પગલાં જોડી ત્રણ છે. આ દહેરીના ચોતરા ઉપર જૂનું રાયણ વૃક્ષ હતું. પર્યુષણમાં ચૈત્ય-

પરિપાટી કરતાં સંઘ અહીં દર્શન કરવા આવે છે.

આજ સુધી અહીં ખુલ્લી જગ્યા હોવાથી ઘણી આશાતના થતી હતી. આ. ક. પેઢીના મુનિમ શ્રી ચુનીલાલભાઈએ પ્રયાસ કરી સુંદર કોટ કરી કબજો કરી લીધો છે.

**લલિતાસર પાસેની દહેરી**—કચ્છી રણસિંહ દેવરાજની ધર્મશાળા પાસે ગલીમાં એક જૂની દહેરી આવેલી છે. દહેરી ફરતો કોટ કરેલો છે. ઋષભદેવના ચરણપાદુકા વગેરે પગલાં જોડી ત્રણ છે. અહીં વસ્તુપાળ તેજપાળે બંધાવેલું વિશાળ લલિતાસર નામનું સરોવર હતું.

**ગોડીજીનાં પગલાં**—ધાંધરકા ઘાટ ઉપર સ્મશાનથી થોડે દૂર એક દહેરી આવેલી છે. આ પણ લલિતાસર તળાવનું સ્મરણ છે. ઓળી પર્વમાં ઓળી કરનારાઓ દશમને દિને અહીં દર્શન કરવા આવી ધ્વજા ચડાવે છે.

## શત્રુંજયના ઉદ્ધારો

(૧) પુરાણ યુગમાં શ્રી આદીશ્વર ભગવાન અનેકાનેક વાર શત્રુંજય પર્વત પર પધાર્યા હતા, તેમના પુત્ર ભરત ચક્રવર્તીએ પહેલો ઉદ્ધાર કરી એક મનોહર સુવર્ણમય મંદિર બનાવરાવ્યું હતું. તેમાં ભગવાન શ્રી ઋષભદેવની રત્નમય મૂર્તિ સ્થાપિત કરી હતી.

(૨) બીજો ઉદ્ધાર રાજા દંડવીર્યે કર્યો હતો.

(૩) ત્રીજો ઉદ્ધાર સીમન્ધરસ્વામીનાં ઉપદેશથી ઈશાનેન્દ્રે કરાવ્યો.

(૪) ચોથો ઉદ્ધાર માહેન્દ્ર નામના દેવેન્દ્રે કરાવ્યો.

(૫) પાંચમો ઉદ્ધાર ઈન્દ્ર મહારાજે કરાવ્યો.

(૬) છઠ્ઠો ઉદ્ધાર ચમરેન્દ્રે કરાવ્યો.

(૭) સાતમો ઉદ્ધાર સગર ચક્રવર્તીએ કરાવ્યો.

(૮) આઠમો ઉદ્ધાર વ્યંતરેન્દ્રે કરાવ્યો.

(૯) નવમો ઉદ્ધાર ચન્દ્રયશા રાજાએ કરાવ્યો.

(૧૦) દશમો ઉદ્ધાર શાન્તિનાથ તીર્થંકરના પુત્ર ચક્રાયુદ્ધે કરાવ્યો.

(૧૧) અગ્યારમો ઉદ્ધાર મુનિસુવ્રતસ્વામીના સમયમાં રામચન્દ્રજીએ કરાવ્યો.

(૧૨) બારમો ઉદ્ધાર નેમિનાથ તીર્થંકરની વિદ્યમાનતામાં પાન્ડવોએ કરાવ્યો.

ઐતિહાસિક યુગના ઉદ્ધારો

(૧૩) મહુવા–મધુમતીના જાવડશાહે સં. ૧૦૮માં તેરમો ઉદ્ધાર કરાવ્યો.

(૧૪) ચૌદમો ઉદ્ધાર કુમારપાળના સમયમાં સં. ૧૨૧૩ માં બાહડ મંત્રીએ કરાવ્યો.

(૧૫) પંદરમો ઉદ્ધાર સમરાશાહ ઓસવાળે સં. ૧૩૭૧ માં કરાવ્યો.

(૧૬) સોળમો ઉદ્ધાર સં. ૧૫૮૭ માં શા કરમાશાહે કરાવ્યો.





# સંસ્થાઓ

## શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી

આ સંસ્થા શ્રી શત્રુંજય તીર્થના વહીવટ, સંરક્ષણ, વ્યવસ્થા અને યાત્રાળુઓની અનેક પ્રકારની સગવડ માટે આખા હિન્દુસ્તાનના જુદા જુદા દેશના સંઘના આગેવાનો-પ્રતિનિધિઓની બનેલી છે આ સંસ્થાની હેડ ઓફિસ મુખ્ય પેઢી અમદાવાદમાં છે. આણંદ-કલ્યાણી સંઘના નામે આ પેઢીનું નામ **આણંદજી કલ્યાણજીની** પેઢી રાખવામાં આવ્યું છે.

આણંદજી. કલ્યાણજીનો વહીવટ શરૂ થયો તે પહેલાં જૈન તીર્થ સંરક્ષણની જવાબદારી, હક અને કાર્યભાર મોગલ પાદશાહ અકબર અને જહાંગીરના સમયથી અમદાવાદના નગરશેઠ શાંતિદાસ શેઠના હસ્તક હતો. નગરશેઠ શાંતિદાસથી શેઠ પ્રેમાભાઇ સુધી તીર્થની સંભાળ અવિરત પ્રમાણે તેઓ-શ્રીના હસ્તક ચાલતી હતી. દીર્ઘદૃષ્ટિવાળા શેઠ પ્રેમાભાઈએ તીર્થ-સંરક્ષણને માટે આગેવાનોની એક કમીટી નીમી. હાલ ૧૦૯ ગૃહસ્થોની કમીટી આ સંસ્થાનો વહીવટ કરે છે.

આણંદજી કલ્યાણજીની પેઢીનું કામ પાલીતાણામાં વિવિધ પ્રકારનું છે.

**તીર્થ-સંરક્ષણ**—ગિરિરાજ શત્રુંજય અને તેના ઉપરના સેંકડો મંદિરો, હજારો મૂર્તિઓ તથા પાદુકાઓ વગેરે બધાની વ્યવસ્થા તેમજ સંરક્ષણ

**સાધુ-સાધ્વી**—સાધુ-સાધ્વીને પાતરાં, પ્યાલાં, વાટકાં, તરપણી વગેરે ગોચરીને લગતા ઉપકરણો પૂરાં પાડે છે. ઉપરાંત અંબર, કસ્તુરી અને કાયાકુટી આદિ તેલ દવાના સારૂ અપાય છે. વિહારના આવાગમન માટે મજૂર અમુક મજલ સુધી આપવામાં આવે છે. ચાતુર્માસમાં પાટ, પાટલા, કુંડી, ઘડા વગેરે જરૂરી ચીજો પણ પૂરી પાડવામાં આવે છે. ઉપરાંત જરૂરી વૈયાવચ્ચ કરવા માટે પૂરી દેખરેખ રાખવામાં આવે છે.

**યાત્રિકો માટે**—યાત્રિકો માટે અનેક જાતની કાળજી રાખવામાં આવે છે. શિહોર સ્ટેશને એક કારકુન રાખવામાં આવે છે જે આવતાં જતાં યાત્રાળુઓને માટે અનેક જાતની સગવડ આપે છે. પાલીતાણા સ્ટેશને બન્ને વખત એક કારકુન તથા એક પટાવાળો આવે છે અને પ્રત્યેક યાત્રાળુઓને ઉપયોગી થઈ પડે છે. ઠામ-વાસણો કે ગાદલા-ગોદડા જરૂરીયાત પ્રમાણે અપાય છે. બિમાર યાત્રાળુઓને માટે પેઢી તરફથી દેશી ઓષધાલય જસકુંવરની ધર્મશાળા બહાર રાખવામાં આવેલ છે. જરૂરીયાત પ્રમાણે વૈદ્ય ધર્મશાળાઓમાં પણ જાય

છે. આ ઉપરાંત યાત્રાળુઓની નાની મોટી બધી જરૂરીયાતો પૂરી પાડવા માટે અનેક જાતની વ્યવસ્થા કરવામાં આવે છે.

**ઉપકરણો**—પૂજા, આંગી વગેરે માટે કેસર, બરાસ, સુખડ, અગરબત્તી, દશાંગધૂપ, બાદલું, વરખ આદિ પૂજાના ઉપકરણોની તમામ વસ્તુઓ શુદ્ધ અને ઊંચી જાતની મુદ્દલ ભાવે આપવાની સારી સગવડ કરવામાં આવી છે.

**મદદ**—નિરાધાર જૈન કુટુંબો કે સાધન વિનાના શ્રાવકોને યોગ્ય મદદ પણ અપાય છે.

**પાણીની વ્યવસ્થા**—ડુંગર ઉપર વિસામે વિસામે, જગ્યાએ જગ્યાએ, ઠંડા-ઊના પાણીની વ્યવસ્થા કરવામાં આવે છે.

**ભાતાની વ્યવસ્થા**—યાત્રાળુઓની ભક્તિ નિમિત્તે તળાટી ભાતું આપવાની વ્યવસ્થા વર્ષોથી ચાલી આવે છે, જે કોઈ ભાઈ–બહેનને પોતાના તરફથી ભાતું વહેંચવું હોય તે પેઢીમાં લખાવીને ઇચ્છિત વસ્તુની વ્યવસ્થા કરાવી શકે છે. વ્રતધારીઓ માટે આઠ માસ કાયમ ઉકાળેલું પાણી તૈયાર રહે છે. દર ચૌદશે તેમજ ચૈત્રી ઓળીમાં આયંબીલ તપની જોગવાઇ રાખવામાં આવે છે.

**પાંજરાપોળ**—ગિરિરાજનું સંરક્ષણ અને યાત્રાળુઓની વ્યવસ્થા તથા સેવા ઉપરાંત નાનાંમોટાં સંખ્યાબંધ પશુઓનું રક્ષણ પેઢી તરફથી કરવામાં આવે છે. શ્રી ભાવનગર દરબારે પાંજરાપોળના રક્ષણાર્થે છાપરીયાળી નામનું ડુંગરી ગામ બક્ષીસ આપેલ છે.

આ પાંજરાપોળની વ્યવસ્થા પેઢી તરફથી થાય છે. હજારો જીવોને તેમાં પોષણ ને રક્ષણ મળે છે. પાલીતાણામાં પણ પાંજરાપોળનું વિશાળ મકાન છે.

સંચાલન—ગિરિરાજ ઉપર એક ઇન્સ્પેકટર ઉપરાંત ગોઠીઓ, ચોકીદારો, મહેતા, કામવાળા સીપાઇ–ભૈયા આદિ પૂરતી સંખ્યામાં રાખવામાં આવે છે. ઉપરાંત શહેરમાં મોટા દહેરાસરજીની પાસે 'નાના દરબાર'ના નામથી પ્રસિદ્ધ પેઢી ચાલે છે, જેનું સંચાલન કાર્યદક્ષ, બાહોશ મુનીમ કરે છે. અને અનેક મહેતા કારકુનોથી સંસ્થાની વ્યવસ્થા સુંદર રીતે ચલાવે છે.

## શ્રી યશોવિજયજી જૈન ગુરૂકુળ

મુનિમહારાજશ્રી ચારિત્રવિજયજી(કચ્છી)એ બત્રીસ વર્ષ પહેલાં આ સંસ્થાની શરૂઆત સંસ્કૃત–પ્રાકૃત પાઠ-શાળા તરીકે કરી હતી. સં. ૧૯૭૩ માં શ્રી યશોવિજયજી જૈન ગુરુકુળના નામથી સંસ્થા શરૂ થઈ. આજે સંસ્થા સુંદર પ્રગતિ સાધી રહી છે. સ્ટેશન સામે ગુરૂકુળના ભવ્ય મકાનો યાત્રાળુઓને આવકારે છે. સંસ્થામાં ૧૫૦ વિદ્યા-ર્થીઓ કલ્લોલ કરે છે. ત્રણ વર્ષ પહેલાં સંસ્થા તરફથી વ્યાપારી શિક્ષણ વધારવાની દૃષ્ટિએ એક વાણિજ્ય વિદ્યા-મંદિર ( Commercial High School) શરૂ કરેલ છે. કાઠીઆવાડમાં આવી સંસ્થા શરૂ કરવાનો યશ ગુરૂકુળને છે. ધાર્મિક સંસ્કાર, ધાર્મિક શિક્ષણ, વ્યાયામની તાલીમ, સંગીતના વર્ગ તથા બેન્ડની તાલીમ વગેરે દ્વારા સંસ્થા દિનપ્રતિદિન

સુંદર વિકાસ સાધી રહેલ છે વાણિજ્ય વિદ્યામંદિરના ભવ્ય મકાનનું ખાતમુહૂર્ત થઇ ગયું છે. પાંચેક વર્ષમાં આ સંસ્થા કાઠિયાવાડમાં પ્રગતિશીલ સંસ્થા બનવાના કોડ સેવે છે.

## શ્રી સિદ્ધક્ષેત્ર જૈન બાલાશ્રમ

૪૦ વર્ષ પહેલાં શરૂ થએલી આ સંસ્થા તળેટીના રસ્તા ઉપર આવેલી છે. સો જેટલા વિદ્યાર્થીઓને માટે સુંદર વ્યવસ્થા છે. શ્રી ગાંધી ચત્રભુજ મોતીલાલ વિદ્યાલયની યોજના થઇ છે અને બેએક વર્ષમાં એક સ્વતંત્ર વિદ્યાલય શરૂ કરવામાં આવનાર છે. સંસ્થાએ આજસુધીમાં ઘણા ઘણા વિદ્યાર્થીઓને તૈયાર કર્યા છે. ગરીબ-નિરાધાર વિદ્યાર્થીઓને પ્રથમ સ્થાન આપવામાં આવે છે. ધાર્મિક અભ્યાસ માટે શેઠ જમનાભાઈ ભગુભાઇના નામથી ધાર્મિક પાઠશાળા ચાલે છે. તેમાં હંમેશાં બધા વિદ્યાર્થીઓને એક કલાક ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે.

## શ્રી સિદ્ધક્ષેત્ર જૈન શ્રાવિકાશ્રમ

સમાજમાં વિધવા બહેનોની કરુણાજનક સ્થિતિ, સમાજમાં સ્ત્રીઓની અજ્ઞાન દશા તથા સ્ત્રી-શિક્ષણની જરૂરીઆતની દૃષ્ટિએ બાવીસ વર્ષ પહેલાં શ્રી હરકોર બહેન તથા શ્રી સૂરજબહેને સિદ્ધાચળની પવિત્ર ભૂમિમાં આ સંસ્થાની સ્થાપના કરી.

આ આશ્રમમાં જૈન કોમની સધવા, વિધવા, કુમારિકા બહેનોને દાખલ કરવામાં આવે છે. તેઓને રહેવા, જમવા,

કપડાં, પુસ્તકો આદિ તમામ સગવડ તથા શિક્ષણ આપવામાં આવે છે.

અભ્યાસમાં ગુજરાતી ભાષાજ્ઞાન ઉપરાંત ધાર્મિક, શિવણ, ભરત, ગુંથણ, સંગીત વગેરેનું શિક્ષણ આપવા ઉપરાંત સુસંસ્કારો આપવા પ્રયત્ન કરવામાં આવે છે.

## શ્રી જિનદત્તસૂરિ બ્રહ્મચર્યાશ્રમ

આ સંસ્થાની સ્થાપના સં. ૧૯૮૨ માં બીકાનેર-નિવાસી શેઠ પ્રેમકરણ સરોટીના પ્રયાસથી થયેલ છે. આ સંસ્થાને પોતાનું સુંદર મકાન છે અને તેમાં થોડો ભાગ યાત્રાળુઓને ઉતરવા માટેનો પણ રાખવામાં આવ્યો છે. હાલ ૪૦ વિદ્યાર્થીઓ છે. વિદ્યાર્થીઓ હાઈસ્કુલમાં અભ્યાસ માટે જાય છે. ધાર્મિક અભ્યાસ નિયમિત ચાલે છે. સંગીતનું શિક્ષણ પણ આપવામાં આવે છે. વાર્ષિક આઠથી દસ હજારનું ખર્ચ છે.

## શ્રી જૈન સેવા સમાજ

આજથી ૨૪ વર્ષ પહેલાં જૈનયુવકોમાં સંગઠનદ્વારા સેવાભાવના ખીલવવા અને સમાજસેવાનાં કાર્યો કરવાના ઉદ્દેશથી શ્રી જૈન સેવા સમાજની સં. ૧૯૭૮ માં સ્થાપના કરવામાં આવી.

આ અરસામાં તીર્થોદ્ધારક આચાર્ય શ્રી વિજયનીતિસૂરીશ્વરજી પાલીતાણા પધાર્યા અને તેઓશ્રીની પ્રેરણાથી

સમાજે સ્થાયી રૂપ લીધું અને સભ્યોમાં સેવાની ધગશ જાગી.

સેવા સમાજ તરફથી સં. ૧૯૯૫ થી એક સાર્વજનિક દવાખાનું ચાલે છે. આ દવાખાનું પાલીતાણના આબાલવૃદ્ધ-ગમે તે કોમ અને ગમે તે ધર્મના લોકોને હરેક પ્રકારની રાહત આપી સેવાનું અનુપમ દૃષ્ટાંત આપી રહ્યું છે. સાધુ-સાધ્વી અને યાત્રિકોને પણ હરેક રીતે રાહત મળે છે.

## આયંબિલ ભુવન

આ ભુવનની સ્થાપના સં. ૧૯૬૮ માં મુનિશ્રી સિદ્ધિવિજયજી દાદાના શિષ્ય શ્રી કલ્યાણવિજયજી મહારાજના ઉપદેશથી ધર્મપ્રેમી શ્રી વેણીચંદ સુરચંદના પ્રયાસથી થયેલ છે. નવા મકાનમાં યાત્રા કરી આવેલ ભાઈ-બહેનોની વિશ્રાંતિ માટે બે હોલ રાખવામાં આવ્યા છે. ધાર્મિક ક્રિયા કરવા માટે જુદા હોલમાં સગવડ છે. આસો-ચૈત્ર માસની ઓળીમાં મોટા પ્રમાણમાં આયંબિલ કરનારાઓ માટે પણ આવી સગવડતા છે. આયંબિલમાં ૨૦ થી ૨૫ ચીજો કરવામાં આવે છે.

## ગોરક્ષા.

આ સંસ્થા સં. ૧૯૫૫ માં શરૂ કરવામાં આવી છે. છેલ્લાં '૪૭' વર્ષથી શત્રુંજયની પવિત્ર ભૂમિમાં લુલાં-લંગડા, અપંગ, અશકત અને વસુકી ગયેલાં, રખડતાં, ગામ-પર-

ગામનાં ગાયો, વાછરડાં વગેરે જાનવરોનું પાલન–પોષણ કરે છે.

આ ગૌરક્ષાનાં મૂંગા પ્રાણીઓના ચરાણ માટે નામદાર મહારાજા સાહેબ બહાદુરસિંહજી સાહેબ તરફથી શત્રુંજય ડુંગરની બે ધારો કાયમને માટે ઘાસ ચરાણના માટે આપવા ઉદારતા દર્શાવેલ છે. હમણાં દુગ્ધાલય પણ શરૂ કરવામાં આવ્યું છે.

## શ્રી જૈન શ્રેયસ્કર મંડળ

ધર્મનિષ્ઠ શેઠ શ્રી વેણીચંદ સુરચંદ સંસ્થાપિત શ્રી જૈન શ્રેયસ્કર મંડળ મહેસાણાની શાખા પાલીતાણામાં પારમાર્થિક દૃષ્ટિએ સુંદર કાર્ય કરે છે.

## શ્રી લબ્ધિસૂરિ જૈન સેવા સમાજ

સં. ૧૯૮૩ ના અષાડ વદ ૩ ના રોજ આચાર્યશ્રી વિજયલબ્ધિસૂરિની પ્રેરણાથી શરૂ કરવામાં આવ્યો છે. આ સેવા સમાજમાં ઠીક સભ્યો છે. બધા યુવક ભાઇઓ સમાજના ઉદ્દેશ અનુસાર પ્રસંગે પ્રસંગે ઉત્સાહપૂર્વક સેવા કરે છે.

## શ્રી સિદ્ધક્ષેત્ર મોટી ટોળી

આ સંસ્થાની સ્થાપના સં. ૧૯૨૭ માં મુનિ મહારાજશ્રી મૂળચંદજી મહારાજના પ્રયાસથી મુનિશ્રી દર્શનવિજયજીએ કરી હતી. ૭૫ વર્ષથી ચાલતી આ જૂની સંસ્થા છે. પૂજા ભણાવવાની કળા તેમની પ્રસિદ્ધ છે. પાઠશાળા તથા

સમાજે સ્થાયી રૂપ લીધું અને સભ્યોમાં સેવાની ધગશ જાગી.

સેવા સમાજ તરફથી સં. ૧૯૯૫ થી એક સાર્વજનિક દવાખાનું ચાલે છે. આ દવાખાનું પાલીતાણના આબાલવૃદ્ધ-ગમે તે કોમ અને ગમે તે ધર્મના લોકોને દરેક પ્રકારની રાહત આપી સેવાનું અનુપમ દૃષ્ટાંત આપી રહ્યું છે. સાધુ-સાધ્વી અને યાત્રિકોને પણ દરેક રીતે રાહત મળે છે.

## આયંબિલ ભુવન

આ ભુવનની સ્થાપના સં. ૧૯૬૮ માં મુનિશ્રી સિદ્ધિવિજયજી દાદાના શિષ્ય શ્રી કલ્યાણવિજયજી મહારાજના ઉપદેશથી ધર્મપ્રેમી શ્રી વેણીચંદ સુરચંદના પ્રયાસથી થયેલ છે. નવા મકાનમાં યાત્રા કરી આવેલ ભાઈ-બહેનોની વિશ્રાંતિ માટે બે હોલ રાખવામાં આવ્યા છે. ધાર્મિક ક્રિયા કરવા માટે જુદા હોલમાં સગવડ છે. આસો-ચૈત્ર માસની ઓળીમાં મોટા પ્રમાણમાં આયંબિલ કરનારાઓ માટે પણ આવી સગવડતા છે. આયંબિલમાં ૨૦ થી ૨૫ ચીજો કરવામાં આવે છે.

## ગૌરક્ષા.

આ સંસ્થા સં. ૧૯૫૫ માં શરૂ કરવામાં આવી છે. છેલ્લાં '૪૭' વર્ષથી શત્રુંજયની પવિત્ર ભૂમિમાં લુલાં-લંગડા, અપંગ, અશકત અને વસુકી ગયેલાં, રખડતાં, ગાસ-પર-

ગામનાં ગાયો, વાછરડાં વગેરે જાનવરોનું પાલન–પોષણ કરે છે.

આ ગૌરક્ષાનાં મૂંગા પ્રાણીઓના ચરાણ માટે નામદાર મહારાજા સાહેબ બહાદુરસિંહજી સાહેબ તરફથી શત્રુંજય ડુંગરની બે ધારો કાયમને માટે ઘાસ ચરાણના માટે આપવા ઉદારતા દર્શાવેલ છે. હમણાં દુગ્ધાલય પણ શરૂ કરવામાં આવ્યું છે.

## શ્રી જૈન શ્રેયસ્કર મંડળ

ધર્મનિષ્ઠ શેઠ શ્રી વેણીચંદ સુરચંદ સંસ્થાપિત શ્રી જૈન શ્રેયસ્કર મંડળ મહેસાણાની શાખા પાલીતાણામાં પારમાર્થિક દૃષ્ટિએ સુંદર કાર્ય કરે છે.

## શ્રી લબ્ધિસૂરિ જૈન સેવા સમાજ

સં. ૧૯૮૩ ના અષાડ વદ ૩ ના રોજ આચાર્યશ્રી વિજયલબ્ધિસૂરિની પ્રેરણાથી શરૂ કરવામાં આવ્યો છે. આ સેવા સમાજમાં ઠીક સભ્યો છે. બધા યુવક ભાઇઓ સમાજના ઉદ્દેશ અનુસાર પ્રસંગે પ્રસંગે ઉત્સાહપૂર્વક સેવા કરે છે.

## શ્રી સિદ્ધક્ષેત્ર મોટી ટોળી

આ સંસ્થાની સ્થાપના સં. ૧૯૨૭ માં મુનિ મહારાજશ્રી મૂળચંદજી મહારાજના પ્રયાસથી મુનિશ્રી દર્શનવિજયજીએ કરી હતી. ૭૫ વર્ષથી ચાલતી આ જૂની સંસ્થા છે. પૂજા ભણાવવાની કળા તેમની પ્રસિદ્ધ છે. પાઠશાળા તથા

જ્ઞાનભંડાર છે. આ માટેનું સ્થળ મોતીકડીયાની ધર્મશાળા છે.

**શ્રી સિદ્ધક્ષેત્ર નાની ટોળી**—આચાર્ય શ્રી વિજયનીતિસૂરીશ્વરની પ્રેરણાથી એ ચાલે છે. તેમાં ઉપાશ્રય તથા પાઠશાળા છે. શાસનશોભાના કામ કરવામાં સભ્યો આનંદ માને છે.

## પુસ્તક ભંડાર અને લાઈબ્રેરીઓ

**જૈન સાહિત્ય મંદિર**—તળાટી જતાં હેરીસ હાઈસ્કૂલની સામે શ્રી જૈન સાહિત્ય મંદિરનું ભવ્ય મકાન તથા તેનું મનોહર દર્શન પ્રત્યેક યાત્રાળુને આકર્ષે છે.

આચાર્યશ્રી વિજયમોહનસૂરીશ્વરજીના ઉપદેશથી તથા તેઓશ્રીના વિદ્વાન શિષ્યોના અવિરત પરિશ્રમથી સાહિત્ય મંદિર અદ્વિતીય બન્યું છે.

હસ્તલિખિત તથા મુદ્રિત સંસ્કૃત પ્રાકૃતના ગ્રંથો બહુ જ સંભાળપૂર્વક રાખવામાં આવ્યાં છે. ઉપરાંત તમામ પુંસ્તકોનો સંગ્રહ પદ્ધતિસર કરવામાં આવ્યો છે. અપ્રાપ્ય પુસ્તકો અને બહુમૂલ્ય પુસ્તકોનો પણ સંગ્રહ છે. આ સાહિત્ય મંદિરનો લાભ વિદ્વાનો અને લેખકો લે તો સાહિત્ય મંદિરના પ્રેરક અને સંસ્થાપકનો ઉદ્દેશ સફળ થયો ગણાય.

## શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાક્ષમણ જૈન લાઇબ્રેરી

શ્રી જસકુંવરની ધર્મશાળામાં શેઠ આણંદજી કલ્યા-

ણુજીની દેખરેખ નીચે એક જ્ઞાનમંદિર ચાલે છે. સંસ્કૃત-પ્રાકૃત-ગુજરાતી પુસ્તકોનો સારો સંગ્રહ છે.

**શ્રી વીરબાઇ જૈન લાઇબ્રેરી**—શેઠ કેશવજી નાયકના ધર્મપત્ની શ્રી વીરબાઇના સ્મરણાર્થે આ સંસ્થા શરૂ કરવામાં આવી છે. આ પુસ્તકાલય સં. ૧૯૫૫ માં સ્થાપવામાં આવેલ છે. અહીં બહુ જ ઉપયોગી અને કીંમતી પુસ્તકોનો સારો એવો સંગ્રહ છે. પાઠશાળા તથા જિનાલય છે.

**શેઠ તલકચંદ માણેકચંદ લાઇબ્રેરી**—શત્રુંજય દરવાજા બહાર એક લાઇબ્રેરી છે. વાંચનાલયનો લાભ યાત્રાળુઓ સારી રીતે લ્યે છે.

**મહિલા પુસ્તકાલય**—ભાઇઓ તથા બધાં બહેનો પણ લાભ લઇ શકે તે દૃષ્ટિએ એક મહિલા પુસ્તકાલય શરૂ થયું છે.

આ ઉપરાંત બાબુની ધર્મશાળામાં પન્નાલાલ લાઇબ્રેરી, ઉજમબાઇની મેડીમાં શ્રી મોહનલાલજી લાઇબ્રેરી, શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં 'અંબાલાલ જ્ઞાનભંડાર' તથા તળેટી ઉપરના મંદિરમાં બાબુ ધનપતસિંહ જ્ઞાનભંડાર, અને મોટી ટોળી પાસે એક જ્ઞાનભંડાર છે.

## પાઠશાળાઓ

**શ્રી હેમચંદ્રાચાર્ય પાઠશાળા**—શેઠ આ. ક. ની

પેઢી તરફથી.

શ્રી સૂક્ષ્મતત્ત્વબોધપ્રકરણાદિ પાઠશાળા—જૈન શ્રેયસ્કર મંડળ તરફથી.

શ્રી હરિભાઇ સંસ્કૃત પ્રાકૃત પાઠશાળા—શેઠ હરગોવિંદદાસ રામજીભાઇ તરફથી.

શ્રી વીરબાઇ પાઠશાળા—ટ્રસ્ટીઓ તરફથી.

શ્રી નીતિસૂરીશ્વરજી જૈન પાઠશાળા—જીવન-નિવાસના સંચાલકો તરફથી.

શ્રી બાબુ બુદ્ધિસિંહજી જૈન પાઠશાળા—મોટી ટોળી તરફથી.

શ્રી નીતિસૂરીશ્વરજી જૈન પાઠશાળા—નાની ટોળી તરફથી.

## ધર્મશાળાઓ

| | |
|---|---|
| ૧ દિગમ્બર ધર્મશાળા | ૧૯ ચંપા નિવાસ |
| ૨ સાતઓરડાની ધર્મશાળા | ૨૦ કંકુબાઇની ધર્મશાળા |
| ૩ મસાલીઆની ધર્મશાળા | ૨૧ પુરબાઇની ધર્મશાળા |
| ૪ વોરા અમરચંદ જસરાજ ભાવનગરવાળાની | ૨૨ ખુશાલ ભુવન |

| | |
|---|---|
| ૫ શેઠ હેમાભાઈની હવેલી | ૨૩ મહાજનનો વંડો |
| ૬ ,, ,, ધર્મશાળા | ૨૪ શાંતિ ભુવન |
| ૭ શેઠ મોતીશાની ધર્મશાળા | ૨૫ શેઠ નરશી નાથા |
| ૮ હઠીસીંગ કેશરીસંગની | ૨૬ શેઠ દેવશી પુનશી |
| ૯ લલ્લુભાઈની ધર્મશાળા | ૨૭ શેઠ મગન મોદી |
| ૧૦ સૂરજમલની ધર્મશાળા | ૨૮ બ્રહ્મચર્યાશ્રમ ધર્મશાળા |
| ૧૧ રણશી દેવરાજની ધર્મશાળા | ૨૯ જીવન નિવાસ |
| ૧૨ નગીનદાસ કપૂરચંદ સુરત | ૩૦ જસકુંવરની ધર્મશાળા |
| ૧૩ શેઠ નરશી કેશવજી | ૩૧ કોટાવાળાની ધર્મશાળા |
| ૧૪ ઘોઘાવાળાની ધર્મશાળા | ૩૨ પનાલાલ બાબુની ,, |
| ૧૫ જામનગરવાળાની ધર્મશાળા | ૩૩ માધવલાલ બાબુની,, |
| ૧૬ મોતીસુખીયાની ધર્મશાળા | ૩૪ પાટણવાળા રતનચંદની |
| ૧૭ ચાંદ ભુવન | ૩૫ નહાર–બીલ્ડીંગ |
| ૧૮ કલ્યાણ ભુવન | ૩૬ ભાવસારની ધર્મશાળા |
| | ૩૭ આરસી ભુવન |
| | ૩૮ આત્માનંદ ભુવન. |

(પંજાબી)

## યાત્રાના મુખ્ય દિવસો

કાર્તિક શુદિ ૧૫—શ્રી ઋષભદેવજીના પાત્ર દ્રાવિડ, વારિખિલ્ય, અઈમુત્તા અને નારદજી દશ ક્રોડ મુનિ સાથે

કાર્તિક શુદિ પુનમના દિવસે સિદ્ધિપદને પામ્યા છે. આ ચારે મહા તપસ્વીઓની મૂર્તિઓ શત્રુંજય ઉપર જતાં હીરબાઇના કુંડ પાસે એક દહેરીમાં છે. કાર્તિક પુનમના ઉત્સવનો મહિમા આ દહેરીને આભારી છે.

**ફાગણ શુદિ ૧૩**—શ્રી કૃષ્ણ વાસુદેવના પુત્ર સામ્બ ને પ્રદ્યુમ્ન સાડી આઠ ક્રોડ મુનિ સાથે આ તીર્થના ભાડવા ડુંગરવાળા વિભાગ ઉપર સિદ્ધિપદને પામ્યા તેથી ફાગણ શુદિ તેરશે છ ગાઉની પ્રદક્ષિણાએ જવાનો દિવસ છે. પણ એ છ ગાઉની પ્રદક્ષિણાએ જવું એ પણ એક તપશ્ચર્યા છે. રસ્તો જરા વિકટ છે. સશક્ત માણસોની પણ કસોટી થઇ જાય છે. પાણીની મુશ્કેલી રહે છે.

**ચૈત્ર શુદિ ૧૫**—શ્રી પુંડરીક ગણધર પાંચ ક્રોડ મુનિ સાથે સિદ્ધિપદને પામ્યા છે.

**વૈશાખ શુદિ ૩**—શ્રી ઋષભદેવ ભગવંતે આ અક્ષય તૃતીયાને દિવસે વરસીતપનું પારણું શ્રેયાંસકુમારના હાથે ઇક્ષુરસવડે કરેલું હોવાથી વરશીતપના પારણાનો દિવસ.

**અષાઢ શુદિ ૧૪**—પર્વત પરની ભૂમિનો માર્ગ વર્ષાઋતુને લીધે જીવાકુળ થઇ જાય તેથી ચાર માસ પર્યંત યાત્રાનો લાભ ન લઇ શકાય તે હેતુએ લાંબા વખત સુધી દર્શનનો વિરહ થવાથી યાત્રાનો છેલ્લો દિવસ નક્કી થયેલો છે.

આ ઉપરાંત પોશ વદિ ૧૩ શ્રી ઋષભદેવના નિર્વાણનો દિવસ, ફાલ્ગુન શુદિ ૮ શ્રી ઋષભદેવજી સિદ્ધાચળજી પર સમવસર્યા, ફાલ્ગુન શુદિ ૧૦ નમિવિનમિ બે ક્રોડ મુનિ સાથે સિદ્ધિપદને પામ્યા તથા ફાલ્ગુન શુદિ ૧૫ પુંડરીક ગણધર તથા પાંચ ક્રોડ મુનિઓનો અણસણનો દિવસ તથા ફાલ્ગુન વદિ ૮ ઋષભદેવજીના જન્મકલ્યાણક તથા દીક્ષા-કલ્યાણકની તિથિ અને વૈશાખ વદિ ૬ ઋષભદેવના બિંબની પ્રતિષ્ઠાનો દિન અને આસો શુદિ ૧૫ પાંચ પાંડવો વીશ ક્રોડ મુનિ સાથે સિદ્ધિપદને પામ્યા, તેથી આ દિવસો પણ યાત્રાના મોટા દિવસો ગણી શકાય.

## ધાર્મિક કાર્યોના લાગા-નકરો.

શત્રુંજયની યાત્રા કરવા આવનાર યાત્રાળુઓને વિધ-વિધ ધર્મકાર્યોમાં નીચે પ્રમાણે લાગા આપવાના હોય છે. તેની વ્યવસ્થા શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે.

| | |
|---|---|
| નવકારસી જમણ | રૂા. ૩૫-૦-૦ |
| સ્વામીવત્સલ કે મોટો સંઘ | રૂા. ૨૧-૪-૦ |
| નવાણું ટોળીનું જમણ | રૂા. ૧૧-૪-૦ |
| ચોમાસી ટોળીનું જમણ | રૂા. ૫-૪-૦ |
| સાસૈયું-ઈંદ્રધ્વજ | રૂા. ૫-૪-૦ |
| કોતળવાળા ઘોડા દરેક દીઠ | રૂા. ૨-૦-૦ |
| દરેક સાદા ઘોડા દીઠ | રૂા. ૧-૦-૦ |

લાકડાના હાથીનો રૂા. ૧–૪–૦

કારખાનાના સીપાઈઓને રૂા. ૧-૧૨-૦

ઉપરાંત ઢોલ, નગારાં શરણાંઇનું ઠરાવ્યા પ્રમાણે.

તીર્થમાળ રૂા. ૫૧–૦–૦

રથયાત્રા–ગિરિરાજ ઉપર રૂા. ૨૫–૪–૦

ઉપરાંત ઘીના રૂપીઆની બોલી બોલાય છે.

સમવસરણ પૂજા ૭–૦–૦

ગામના દહેરે પૂજા ભણાવવાના ૫–૦–૦

નંદિસમવસરણ—વિધવિધ વ્રત ઉચ્ચારતાં નાંદ માંડવામાં આવે છે. તેમાં રૂપાની નાંદના રૂા. ૧૧–૪–૦ લાકડાની કસબી જરી પડદાવાળી નાંદના રૂા. ૫–૪–૦ આંગી માટે જેવા પ્રકારની આંગી કરાવવી હોય તે પ્રમાણે પેઢીમાં લખાવવાથી નકરો નક્કી કરવામાં આવે છે.

પ્રતિમા સ્થાપન માટે નક્કી કર્યા પ્રમાણે લેવાય છે.

વાસણ ગોદડાં માટે હંમેશના ગાદલા દીઠ ૦–૦–૬ ગોદડા દીઠ ૦–૦–૩ બંધી મુદતના ગાદલા દીઠ ૦–૧૦–૦ ગોદડા દીઠ ૦–૫–૦ છુટક નાનાં વાસણો દિવસ ૧૫ ના ૦–૦–૩ મોટા વાસણોનો ૦–૧–૦

ઢેલીયો—કોઈપણ પ્રકારના જમણવારો, વ્યાખ્યાન, આંગી આદિનો સાદ પડાવવા માટે ઢેલીઆને ૦–૪–૦ આપવાનો રિવાજ છે.

## પાલીતાણા સુધીનું રેલભાડું

| | વઢવાણ રસ્તે | | ધંધુકા રસ્તે | |
|---|---|---|---|---|
| | મેઇલ | લોકલ | મેઇલ | લોકલ |
| દિલ્હી | ૧૪-૧-૯ | ૧૨-૨-૯ | ૧૩-૧૩-૦ | ૧૧-૧૪-૦ |
| મ્હેસાણા | ૪-૩-૯ | ૩-૧૩-૯ | ૪-૧૧-૦ | ૪-૦-૦ |
| બોમ્બેસેન્ટ્રલ | ૧૦-૮-૦ | ૮-૧૩-૦ | ૧૦-૨-૦ | ૮-૭-૦ |
| અમદાવાદ | ૪-૫-૦ | ૩-૧૨-૦ | ૩-૧૩-૦ | ૩-૫-૦ |
| જામનગર | ૫-૩-૦ | ૪-૯-૦ | | |
| વેરાવળ | ૬-૭-૦ | ૫-૧૪-૦ | | |
| વીરમગામ | ૩-૬-૦ | ૩-૦-૦ | | |
| મહુવા | ૨-૨-૬ | ૨-૨-૬ | | |
| સાવરકુંડલા | ૧-૧૫-૦ | ૧-૧૫-૦ | | |
| હાવરા-કલકત્તા | ૨૪-૧૦-૦ | ૨૨-૧૧-૬ | ૨૪-૫-૯ | ૨૨-૬-૯ |
| મદ્રાસ | ૨૫-૧૪-૦ | ૨૨-૭-૦ | ૨૫-૮-૦ | ૨૨-૧-૦ |

તા ૧-૩-૪૭ થી રૂપીએ એક આનો વધારે.

## પગલે પગલે પવિત્ર ભાવના

કાંકરે કાંકરે અનંતા સિધ્યા, આ સિદ્ધભૂમિને વંદન
સિદ્ધ થવા નમું સિદ્ધ અનંતા, શુદ્ધ થવા નમું સિદ્ધ અનંતા.
જગદીશ્વર ! દેવાધિદેવ ! જીવન જીવતાં શીખવો.
જગતગુરૂ ! રાગદ્વેષની જંજાળથી બચાવો.
જગઆલંબન ! વિભુ ! પરાવલંબનથી છોડાવો.

જગદાનંદ! પ્રભુ! આત્માનંદની પ્રાપ્તિ કરાવો.

જીવિતેશ્વર! સમ્યગ્ જીવનની દૃષ્ટિ આપો.

જગન્નાથ! ભવભ્રમણથી ઉગારો, ઉગારો.

જગજીવન! જીતેન્દ્રિય બનવા બળ આપો.

જગત આધાર! ભવો ભવ તમારૂં શરણુ હોજો.

જગત્ દીપક! અમારાં જીવનમાં પ્રકાશ પૂરો.

જગતુવત્સલ! પ્રેમભક્તિના પાન કરાવો.

તારકદેવ! સંસારસાગરથી તારો, તારો.

ગુણસાગર! ગુણ દૃષ્ટિ ઉઘાડો, ઉઘાડો.

સર્વજ્ઞ દેવ! જ્ઞાનદૃષ્ટિ આપો, આપો.

વીતરાગ પ્રભુ! રાગ–દ્વેષનો નાશ કરો.

કૃપાસાગર! મનશુદ્ધિની કૃપા કરો.

ભગવંત! આપના દર્શન ભવોભવ આપો.

દેવાધિદેવ! મુક્તિનું દ્વાર બતાવો, બતાવો.

હે તીર્થાધિરાજ! પગલે પગલે અમારી ભાવનાઓ ઉચ્ચ ને ઉચ્ચ બનો. અમારૂં મન નિર્મળ બનો, અમારો આત્મા પવિત્ર–શુદ્ધ બનો. અમારા જીવનમાં પ્રાણ પ્રગટાવો, સિદ્ધ સ્વભાવની સાધના કરવા સામર્થ્ય આપો.

ૐ શાંતિઃ

---

જગદાનંદ! પ્રભુ! આત્માનંદની પ્રાપ્તિ કરાવો.

જીવિતેશ્વર! સમ્યગ્ જીવનની દૃષ્ટિ આપો.

જગન્નાથ! ભવભ્રમણથી ઉગારો, ઉગારો.

જગજીવન! જીતેન્દ્રિય બનવા બળ આપો.

જગત આધાર! ભવો ભવ તમારૂં શરણુ હોજો.

જગત્ દીપક! અમારાં જીવનમાં પ્રકાશ પૂરો.

જગત્વત્સલ! પ્રેમભક્તિના પાન કરાવો.

તારકદેવ! સંસારસાગરથી તારો, તારો.

ગુણુસાગર! ગુણુ દૃષ્ટિ ઉઘાડો, ઉઘાડો.

સર્વજ્ઞ દેવ! જ્ઞાનદૃષ્ટિ આપો, આપો.

વીતરાગ પ્રભુ! રાગ–દ્વેષનો નાશ કરો.

કૃપાસાગર! મનશુદ્ધિની કૃપા કરો.

ભગવંત! આપના દર્શન ભવોભવ આપો.

દેવાધિદેવ! મુક્તિનું દ્વાર બતાવો, બતાવો

હે તીર્થાધિરાજ! પગલે પગલે અમારી ભાવનાઓ ઉચ્ચ ને ઉચ્ચ બનો. અમારૂં મન નિર્મળ બનો, અમારો આત્મા પવિત્ર–શુદ્ધ બનો. અમારા જીવનમાં પ્રાણ પ્રગટાવો, સિદ્ધ સ્વભાવની સાધના કરવા સામર્થ્ય આપો.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

